



: : સચિત્ર : :

કિંમત રૂ. દોઢ.

# હાસ્ય-ધારા

લેખક

દયાશંકર ભ. વ્યાસ.





# અનુક્રમ લેખો.

લેખ: પાનું:

# અનુક્રમ ચિત્રો.

મારા પ્રત્યે સદ્ભાવ
ધરાવનાર અને મારા સુખ – દુઃખનાસાથી
સ્નેહી ભાઈ **લાભશંકર મા. ભટ્ટ** તથા
સ્નેહી ભાઈ **ઠાકોરભાઈ છ. જાનીને**
આ પુસ્તક સપ્રેમ અર્પણ કરૂં છું.

સ્નેહાધીન,

**દયાશંકર**

# મૂળ વાત

મૂળ વાત જાણે એમ છે કે, હાસ્ય એ મનુષ્ય જીવનના એક ભાગનો અનેરો રસ છે. જેણે પોતાના જીવનમાં હાસ્ય-પ્રસંગોને અનુભવ્યા નથી, જાણ્યા નથી, માણ્યા નથી, અથવા એવા પ્રસંગોના સહેવાસમાં આવ્યા છતાં **ખરેખરૂં હસ્યા નથી** તેનું જીવન દયાપાત્ર છે.

આ દુનિયામાં દીવેલિયાં ડાચાં લઇને ફરનારા મનુષ્યો ખરે-ખરા જીવનથી કમનશીબ છે. આવા પ્રકારના માણસો નિરંતર નાની નાની ચિંતાઓ અને નાની નાની શંકાઓથી ઘેરાએલા રહે છે, જેથી આનંદદાયક પ્રસંગોમાં પણ તેઓ આનંદ મેળવી શકતા નથી, કારણ કે એ શંકા અને ચિંતાનું ઝેર તેમની રગેરગમાં એટલું તો પ્રવાહિત થઇ ગયેલું હોય છે કે મનને વારંવાર આનંદદાયક પ્રસંગો તરફ વાળવા છતાં એ શંકાઓ અને ચિંતાઓથી ટેવાઇ જઇને નબળું પડેલું મન કોઇ પણ રીતે એ પ્રસંગોમાંથી હાસ્ય અગર આનંદ માણી શકતું નથી. આવા માણસો કાયમ દુ:ખી રહે છે.

એ ઝેરી રોગના ભોગ થઇ પડેલા મનુષ્યોએ મનને મજબૂત રાખી તેમાંથી બચવા સતત પ્રયત્ન કરવો જોઇએ. એટલુંજ નહિ પણ એ રોગમાંથી મુક્તિ મેળવવા માટે હાસ્ય અને આનં-દના મિશ્રણવાળી ઔષધિ દરરોજ મધમાં મેળવીને ચાટવી જોઇએ.

મારી ખાત્રી છે કે, આ દવાના રોજીંદા ઉપયોગથી મુખા-વિંદને મ્લાન બનાવતી મેશ ધોવાઇ જશે અને જીવનનું રહસ્ય સમજાવતી અનુપમ રોશની ચહેરાપર ઝગમગાટ કરી રહેશે.

આટલા ટુંક વિવેચન પછી જણાવવાની રજા લઉં છું કે આ હાસ્ય રસનું ન્હાનકડું પુસ્તક ગુજરાતની જનતા સમક્ષ મૂકતાં

મને હર્ષ થાય છે. આ પુસ્તકમાંની—"**ઈન્સ્પેકશન**" અને "**કહાણીએ લેખક**" નામની બે વાર્તાઓ સિવાય, બાકીની વાર્તાઓ '**વીસમી સદી,**' '**બે ઘડી મોજ**' અને '**નવચેતનમાં**' અવારનવાર પ્રગટ થઇ ગઇ છે.

આ વાર્તાઓ પુસ્તકાકારે પ્રગટ થવાનું સઘળું માન 'વીસમી સદી' (અડવાડીક) ના માજી માલેક અને તંત્રી ભાઇશ્રી **ગુલામહુસેન હાજીમહમદ શિવજીને** ઘટે છે. તેમની સ્નેહ-ભરી પ્રેરણા તેમજ ઉત્સાહભરી સૂચના અને લાગણીભરી મહેનતથી આ પુસ્તક **ચિત્રમય સાહિત્ય કાર્યાલયે** પ્રગટ કર્યું છે.

વળી, આ પુસ્તકમાંની "**કહાણીએ લેખક**" નામની વાર્તાના વસ્તુ–સૂચનની પ્રેરણા પણ ભાઇશ્રી ગુલામહુસેનભાઇ તરફથી મળી છે. તેમજ પુસ્તકનું દેદાર દિપાવવામાં તેમણે ખંતભરી મહેનત ઉઠાવી છે. મારા પ્રત્યેની તેમની આ સ્નેહભરી લાગણી માટે હું તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ હાસ્ય–વાર્તાઓ ખાસ કરીને મેં અનુભવેલા, જોયેલા, અને જાણેલા બનાવો પરથી લખાએલી છે, એટલે કુદરતી હાસ્ય ઉત્પન્ન કરવાને શક્ય નીવડી છે એમ મિત્રો અને સ્નેહીઓના અનુભવો કહે છે. અને મારી ખાત્રી છે કે આ પુસ્તકમાંની કોઈ પણ વાર્તા વાંચકને જરૂર હાસ્યથી રંજન કરશે.

મારી છુટક છુટક વાર્તાઓ પ્રત્યે જેમ વાચકોએ સંતોષની લાગણી જાહેર કરી છે તેમ આ પુસ્તકને પણ વાંચકો હર્ષથી વધાવી લઇ, લેખકને નૂતન જોમ આપશે તો ભવિષ્યમાં આ કરતાં પણ વધુ સરસ વાનગી ગુજરાતની–જનતા સમક્ષ પીરસવાને લેખક શકિતવાન થશે.

દૃષ્ટિ–દોષને લીધે વાર્તાઓમાં કોઇ કોઇ ઠેકાણે ભૂલો સુધારવી રહી ગઇ છે, જેથી કેટલીક જગાએ વાંચકને ત્રુટિઓ માલમ

પડશે: પણ મને આશા છે કે વાંચકો એ ત્રુટિઓ પ્રત્યે ક્ષમાની દ્રષ્ટિથી જોશે.

ટુંકામાં એટલુંજ કે આ મારા પ્રથમ પ્રયાસને વાંચકો અપનાવી લેશે તો ગુજરાત જનતાની કંઇક અંશે કરેલી સેવા સફળ ગણાશે.

અસ્તુ!

મુંબઈ.
તા૦ ૨૧–૫–૩૧.

દયાશંકર ભ. વ્યાસ



" ત્હારી ઘડી ક્યાં ? "
" કેમ ભાંગ પીને સુઈ ગયા હતા ! "



## ફરિયાદ!!

હિંદુસ્થાનના એક જાણીતા મહા પુરૂષે કહ્યું કે:— "જેણે કંઇ ભુલ કરી નથી, તેણે આ દુનિઆમાં કંઇ કામ કર્યું નથી." વાત ખરી છે— જે મહાન કાર્ય કરે છે, તેમાં કોઇ વખત ભૂલ થવાનો સંભવ છે, પણ જે એવું કાર્યજ નથી કરતો, તેની ભૂલ ક્યાંથી થાય! ભૂલ કોણે નથી કરી? કામ કરે તે ભુલે; ન કરે એ શું ભુલે?

આ બાબત ભેજામાં આવતાં મને વિચાર થયો કે— આ દુનિઆમાં સૌથી મહાન કાર્ય ઇશ્વરે કર્યું છે; તો તેની પણ અવશ્ય કંઇ ભુલ થઇ હશે. મનુષ્ય પ્રાણીઓની બાબતમાં અને તેમાંએ ખાસ કરીને પુરૂષોની બાબતમાં ઇશ્વરે શું ભુલ કરી હશે; તેનો બારીકાઇથી વિચાર કરતાં કરતાં મારો હાથ ડાઢી સાથે ભુટકાઇ પડયો. બસ ખલાસ! સમજ પડી હવે! ઇશ્વરની ભુલ પકડાઇ ગઇ. વખતના અભાવે, દશ દિવસની ઉંમરની દાઢી, મારા ગાલ સાથે ગેલ કરી રહી હતી એ ગેલ, કંટાળા ભરેલું હતું ત્રાસદાયક હતું જીવ ઉકાળનારૂં હતું. અડવાડીઆમાં બે—ત્રણ



વખત છોલાવીએ તોયે પાણું હતું તેનું તેજ ! બસ! પુરૂષ પ્રાણીઓની બાબતમાં ઇશ્વરે જો કોઇ મહાન ભુલ ખાધી હોય તો તે આ દાઢી જ!

હવે આ ફરીયાદ કોને કરવી? વિજ્ઞાન-શાસ્ત્રિઓએ આ દુનિઆમાં, તર્ક-શક્તિયે કબુલ ન કરે, એવાં અજબ કાર્યો કરી, કુદરતને પણ ભૂલ-થાપ આપી છે; ત્યારે આ દાઢીની બાબતમાં તેઓ કંઇ ન કરી શકયા એ કેવું આશ્ચર્યકારક! દરરોજ દાઢી છોલતાં, તેમને એટલોયે વિચાર નથી આવતો કે આ ત્રાસમાંથી મુક્તિ મેળવવા શો ઉપાય લેવો? માણસ જાતના સુખ અને સગવડની ખાતર અત્યાર સુધીમાં તેઓએ અજબ શોધો કરી છે; પણ ચામડી કાળી પડે નહિ અને જીંદગીમાં ફરીથી કોઇ દીવસ દાઢી ઉગે નહિ, એવા પ્રકારની શોધ તેઓ હજી સુધી કરી શકયા નથી, એ તેમના વિજ્ઞાન-શાસ્ત્રને હિણપદ લગાડનારૂં અને બટ્ટો લગાડનારૂં છે, આ વિચાર કરતાં કરતાં હું ઉંઘી ગયો. ઉંઘમાં મને સ્વપ્ન આવ્યું; અને તે પણ દાઢીનું !



આનાદિ-કાળથી પુરૂષ-પ્રાણીઓ આ દાઢીરૂપી ત્રાસદાયક દુઃખ સહન કરતા આવ્યા છે; અને એ ઇશ્વરની ભયંકર ભૂલ માટે હજી સુધી કોઇએ 'ચચ્ચો કે મમ્મો' ઉચ્ચાર્યો નથી. પણ હવે તો જમાનો પ્રગતિના પંથે વહગો જાય છે. સુખ, સગવડ અને ઉન્નતિના માર્ગે માણસો વગર બાકિ ધપ્યા જ જાય છે. અધિકારી પાસે પણ માણુસો ડેપ્યુટેશનના આકારમાં જઇ, પોતાના હક્કોની માંગણી કરે છે.



હાનીકારક કાનુનો તરફ સખ્ત વિરોધ દર્શાવે છે અને વધુ વખત સહન ન કરવા યાહોમ કરીને જંપલાવે છે. તો પછી આવા કુદકે ને ભૂસકે આગળ વધતા જમાનામાં ઇશ્વરની આ ભુલ હવે કયાં સુધી સહન થાય? ત્યાં ઇશ્વર પાસે ડેપ્યુટેશન કેવી રીતે મોકલી શકાય, ને વળી પાસે ગયલું ડેપ્યુટેશન પાછું આવે કે કેમ? ઉંઘમાં આ વિચારોએ મગજમાં તોફાન મચાવી મુકયું, મગજ અકળાયું મુંઝાયું અને ફરીયાદ! ફરીયાદ! કરતું એક નવીન સ્વપ્ન સૃષ્ટિ તૈયાર કરવા લાગ્યું.



એક કોઇ ભવ્ય—આલીશાન મકાનમાં, અમે ડેપ્યુટેશનના આકારમાં થોડાક પુરૂષો દાખલ થયા ત્યાં શી રીતે જઇ ચઢયા તે યાદ નથી; પણ તપાસ કરતાં માલુમ પડયું કે—એ ઇશ્વરનું ન્યાય—મંદિર છે, અને એ ન્યાય મંદિરના વડા ન્યાયાધિશ તરીકે શ્રી કૃષ્ણચંદ્ર કામ કરે છે.

અમે જમાના ખાધેલા માણસો કોઇથી ડરીએ એમ હતું નહિ, એટલે રૂઆબભેર સીધાજ ન્યાયાલયમાં જઇ કડકાશથી ઉભા રહ્યા. એ ન્યાયાલયનું ઐશ્વર્ય, દુનિઆના કોઇ પણ ન્યાયાલયના ઐશ્વર્યને ઝાંખું પાડે તેવું હતું. હિરા-માણેકથી ઝગમગતા એક સિંહાસન પર શ્રી કૃષ્ણચંદ્ર મોર મુગટ—પિત્તાંબર પહેરી, હાથમાં બંસી લઇ, બિરાજમાન થયા હતા. અમે ગયા તે વખતે—નાટકની કોઇ અનેરી છટાથી કોઇ એક કેસનો ચુકાદો આપી રહ્યા હતા.

અમે ત્યાં ઉભા રહીને કેસની જે વિગત સાંભળી તે આ મુજબ છે. ચંદ્રલોકમાંથી થોડાંક મુચ્છાળાં બૈરાં, સુંદર



સુશોભિત પોષાકમાં—અમારી માફક ડેપ્યુટેશનના આકારમાં પોતાની ફરીયાદો રજુ કરતાં ઉભા હતાં, અને કૃષ્ણચંદ્ર તડાક ને ફડાક તેનો ચુકાદો આપે જતા હતા, છેવટે બૈરાંઓએ કહ્યું:—આ "મુચ્છો-નો ગંભીર પ્રશ્ન તમારી સામે ઉભો છે તેનો નિકાલ કરો. હવે તો હદ થાય છે. અનાદિકાળથી
૪ અમે મુગે મોઢે આ દુઃખ સહન કરતાં આવ્યા છીએ તેનો ખ્યાલ કરો; અને અમને અમારી સુંદરતાના હક્કો આપો. અમારા ચંદ્રલોકમાં જમાનો પણ હવે પ્રગતિના પંથે છે. એટલે નવીન સુધારા—વધારા ક્યાં અને કેટલા કરવા તે બધું અમે સમજી શકીએ છીએ.

અમારૂં દુઃખ અમે કોને કહીએ? મુચ્છો છોલાવી છોલાવીને થાકીએ તોયે પાછી હતી તેને તેજ! એ મુચ્છોએ અમારી સુંદરતામાં આગ સળગાવી છે, એટલુંજ નહિં. પણ અમારાં હૃદયો બાળીને ખાખ કીધાં છે. બીજી પૃથ્વીઓમાં બૈરાઓ પોતાના સૌંદર્યથી પુરૂષોને પાણી પાણી કરી દે છે; વખત આવે પોતાના તાબેદાર—ગુલામ જેવા કરી મુકે છે, અને તેઓ પાય તેટલુંજ પાણી પીએ છે; જ્યારે અમારે ત્યાં તેથી તદ્દન ઉલટુંજ છે. અમે ગમે તેવી કિંમતી સાડી પહેરીએ ગમે તેવી ફેશનના પોલકાં પહેરીએ—ગમે તેવી સુંદર મોજડી પહેરીએ—અને લચકાતી—મચકાતી ગમે તેવી ચાલે ચાલીએ, છતાં પુરૂષો અમારા તરફ ભાગ્યેજ આકર્ષાય છે. બીજી પૃથ્વીઓની માફક તેઓ અમારા પર મરી ફીટતા નથી, જરૂર પુરતો સંબંધ અને જરૂર પુરતી વાત-



ચીત સિવાય કંઇજ રાખના નથી. તેમને આકર્ષવાને અત્યાર સુધીમાં અમે અમારાથી બનતું બધું કર્યું છે; છતાં તેનું પરિણામ શુન્યજ છે. આમ નિષ્ફળ થવાનું સબળ કારણુ એકજ છે અને તે, આ મુચ્છ! અમને બૈરાને તે વળી મુચ્છ શોભે? આવું અઘટીત કામ તમે બેઠા બેઠા કર્યા કરો અને તેનું પરિણામ અમારે ભોગવવું એમજ ને!

મહેરબાની કરીને અમારી આ વિનંતિ ધ્યાનમાં લ્યો અને અમને આ મુચ્છના ત્રાસમાંથી છોડાવો.

બૈરાંઓએ તેમની ફરીયાદ રજુ કરી એટલે શ્રી કૃષ્ણુ ચંદ્ર બંસીને બાજુએ મૂકી. બે હાથ વારા ફરતી લાંબા-પહોળા કરી ગીતામાં અર્જુનને બોધ આપતા હોય એ મુજબ બોલવા લાગ્યાઃ-"તમે બૈરાઓ! મોહ-માયામાં એટલા બધા લપટાઇ ગયા છો કે-તમને સુંદરતા સિવાય બીજું કંઇ યાદ આવતું જ નથી. જે સુંદરતા માટે રાત દિવસ તમે ઝંખી રહ્યાં છો તે સુંદરતા કોઇ દિવસ તમને અધમ-તાનો સ્વાદ ચખાડશે-એટલુંજ નહિ, પણુ એ સુંદરતાથી તમારા દેશની પ્રજાને જે વેઠવું પડશે તેના પરિણામ-રૂપ પણુ તમે જ થશો, બીજી પૃથ્વીઓમાં સુંદરતાએ જે હાની-કારક લડાઇઓ ઉત્પન્ન કરી છે તેના થોડાક દાખલા સાંભળોઃ રાવણુ, સીતા માટે લડ્યો. દુર્યોધને, દ્રૌપદી માટે પ્રપંચ ખેલ્યો અને તેમાંથી ભયંકર લડાઇ જાગી. પૃથ્વીરાજ સયું-ક્તા માટે લડ્યો. અલાઉદ્દીન, પદ્મિની માટે લડ્યો અને ગ્રિકો, હેલન માટે ટ્રોય નગર ફના કર્યું, તેમજ બીજા કેટલાયે



રાજાઓ એમજ લડયા–જીત્યા–હાર્યા–માર્યા ગયા અને સાથેસાથ બીજાઓને પણ મારતા ગયા; માટે હે, ચંદ્રલોકના મૂચ્છાળાં બૈરાંઓ! મારી શિખામણ જો તમારા ધ્યાનમાં નહિં ઉતરતી હોય ને, તમે તમારી આ માગણી છોડી દેવા નારાજ હો, તો–આજ નહિ–પણ આજથી પાંચ વર્ષ પશ્ચાત્ તમારી મૂચ્છો સદંતર જતી રહેશે અને તમારી સુંદરતા–બીજી પૃથ્વીઓની સુંદરીઓ જેવી થઇ જશે; પણ હાલ તુરતમાં હું તેમ કરવા લાચાર છું. કારણ કે કાયદો તેમ કરવા ના પાડે છે"



પછી શ્રી કૃષ્ણચંદ્ર ટુંક વિવેચન કરતાં આગળ વધીને કહ્યું કે "તમારે મૂચ્છો ઉગવાનું કારણ અદ્યાપિ પર્યંત તમે જાણી શકયાં નથી–પણ તેની બાબત આમ છેઃ–એક વખત નિરાકાર–નિરંજન ભગવાન, કોઇ રૂષીનું રૂપ ધારણ કરી, પર્યટન કરતા કરતા તમારી પૃથ્વી પર આવી પહોંચ્યા, સરિતા–તટે, કેટલીક રૂપ ગર્વિતા મદઘેલી માનુનીઓ પાણી ભરતી હતી, ત્યાંથી આ રૂષી પસાર થયા, તેમની ભયંકર મૂચ્છો જોઇ, એ સુંદરતાની મૂર્તિઓએ તેમની મશ્કરી કરી રૂષીને ક્રોધ ઉપન્ન થયો અને તેમણે શ્રાપ આપ્યો કે–' હે માનુનીઓ! તમે તમારા સ્વરૂપથી છકી જઇ, મારૂં મશ્કરી ભરેલું અપમાન કરો છો, તો જાઓ! તમારે પણ અમારા જેવી મૂચ્છો ઉગશે અને તમારા રૂપનું ખંડન થશે, તે વખતથી તમારી મૂચ્છોની શરૂઆત થઇ છે, હવે તે કાળ પુરો થવાને ફક્ત પાંચજ વર્ષ બાકી રહ્યા છે. "તત્પશ્ચાત તમારી મૂચ્છોનું



નામ–નિશાન નહિ રહે."

કૃષ્ણુચંદ્રે મૂચ્છાળાં બૈરાંના કેસનો ચુકાદો પુરો કર્યો ત્યાર બાદ તે છુટકારાનો દમ ખેંચવા જતા હતા, તેવાંમાંજ તેમની દ્રષ્ટિ અમારા પર પડી, પણ અમારી જાજી દરકાર ન કરતાં બાજુમાં પડેલ બંસી વગાડી કંટાળેલ મગજને આનંદ આપવા લાગ્યા અમે પણ તેમની બંસીના સૂરમાં ડોલવા લાગ્યા. થોડીક મિનિટો બાદ કંટાળો, આનંદનાં રૂપમાં ફેરવાઇ જતાં તેમણે બંસી વગાડવી બંધ કરી અને અમારા પ્રત્યે એક કુતુહલપૂર્ણ દ્રષ્ટિ ફેંકી બોલ્યાં "કેમ રે, મૃત્યુ લોકના મનુષ્યો તમારી શી ફરીયાદ છે?"



હાથ જોડી દંડવત પ્રણામ કર્યા બાદ બધાંની વતી હું બોલવા લાગ્યો–"જેની બંસીપર ગિરા ગૂર્જરી ડોલે છે એવા હે, ગિરિધર–કૃષ્ણુચંદ્ર! આપને અમારી એક ફરિયાદ વિનંતિના રૂપમાં છે. આશા છે કે અમારી આ ફરીયાદને યોગ્ય ઇન્સાફ મળશેજ.

પુરુષ–સમાજ તરફથી અમારી એ ફરીયાદ, દાઢી માટે છે. તમે મરદોને મુચ્છો આપી છે એ તો જાણે ડહાપણજ કર્યું છે, પણ અમારા ધારવા પ્રમાણે–દાઢીની જરૂરીયાત અમને એટલી બધી જણાતી નથી, એ દાઢી એટલી બધી અડચણ કર્તા છે કે જેની વાત ન પૂછો! અઠવાડીઆમાં ત્રણ વખત છોલાવવી પડે છે. કેટલાક તો દરરોજ છોલે છે. એમ છતાંએ વખતના અભાવે આખું અઠવાડીયું નીકળી ગયું તો પછી જોઇ લ્યો મઝા!



ભાઇબંધ-મિત્રો મશ્કરી કરે;–કેમ અલ્યા ? કડકાઇ આવી ગઇ છે ? એ આના નથી મળતા ! જા છોલાવ છોલાવ ! કેવો વરવો લાગે છે !” અને એ વાત પણ ખરી છે–જાણે મોંઢે મેસ ચોપડી હોય કે કોઈ કોલસાની વખારમાંથી કે કોઈ ભઠ્ઠીઆર-ખાનામાંથી સીધા ચાલ્યા આવતા હોઇએ એવા લાગીયે.

૮

બોલો પ્રભુ ! આવી અમારી વિષમ સ્થિતિ છે. હવે અમે એ દાઢીથી કંટાળ્યા છીએ. એમાંથી અમારો ઉદ્ધાર કરો. પુરૂષ ઘડવાનું મહાન કાર્ય કરતાં દાઢી જે ભૂલથી અપાઇ ગઇ હોય તો એ ભૂલને હવે સુધારો. કારણ કે મહાન કાર્ય કરતી વખતે કોઇ વખત ભૂલ થવાનો સંભવ છે.

ફરીયાદ રજુ કર્યા બાદ કૃષ્ણચંદ્ર, પીતાંબરની પાટલી ઠીકઠાક કરતાં મોં મલકાવી બોલ્યા:–“હે, મૃત્યુલોકના પુરૂષપ્રાણીઓ ! તમે અહીં આવવામાં જબરૂ સાહસ કર્યું છે; પણ ફિકર નહિ, સાહસથીજ માણસ આગળ વધી શકે છે. દાઢીની બાબતમાં ચુકાદો આપતાં પહેલાં મારે જણાવવું જોઇએ કે–તમારૂં કહેવું વ્યાજબી લાગે છે–પરંતુ કાયદાની બારીકી તપાસતાં, મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે કાયદો તેમ કરવા ના પાડે છે. હું તો તમને એજ સલાહ આપું છું કે અહીંયા તમને કાયદો નડે તે કરતાં, તમે તમારા વિજ્ઞાન–શાસ્ત્રીઓને વિનવો મને ખાત્રી છે કે તેઓ એ બાબતમાં કંઇ કરી શકશે.”

“અરે, એ વિજ્ઞાન શાસ્ત્રીઓની વાત જવાદો તેમ-





નાથી કંઈ થવાનું નથી.” મેં જરા ચિડવાઇને કહ્યું, “જુઓ ભાઇઓ! હું તો કાયદાને અનુસરીને ચાલનારો રહ્યો, એટલે મારાથી એ બાબતમાં વધુ થઇ શકે એમ નથી, તેમજ તમને દુ:ખ થાય એમાં હું જરાએ રાજી નથી. અત્યાર સુધીમાં હું તો તમને સુખ જ આપતો આવ્યો છું; પણ તમે લોકો જ્યારે સુખથી છકી ગયા અને જેમ ફાવે તેમ વર્તવા લાગ્યા એટલે સર્વશક્તિમાન પ્રભુએ બધા દેવોને હુકમ કર્યો કે તમારી પાસે જે કોઇ અડચણકર્તા વસ્તુ હોય તે માનવજાત તરફ મોકલી આપો. મને પણ તેમ કરવાની ફરજ પડી; જો કે હું તેમ કરવા તદ્દન નાખુશ હતો: પણ કંઇ મહાન ઇશ્વરીય હુકમનો ભંગ કરાય? મને અડચણકર્તા વસ્તુ દાઢી અને મુચ્છ હતાં, એટલે મેં તેમને પુરૂષ–પ્રાણીઓ તરફ મોકલી આપ્યાં!” એમ કહી તેમણે પોતાના મુખારવિંદ પર હાથ ફેરવતા જરા લુચ્ચાઇ ભર્યા સ્મિત ચહેરે કહ્યું:–“જુઓ! તમે મારા ચહેરા તરફ. દાઢી–મુછ જોઈ શકો છો?”

અમે બધા સારી રીતે સમજી ગયા કે આ કાવત્રું ધર્માત્માનો ડોળ બતાવનાર કાળીઆ કૃષ્ણનું જ છે, પણ અમે તો અમારી વિનંતિઓ ચાલુ રાખતા કહ્યું:–“પ્રભુ! ગમે તેમ કરો પણ હવે એ દાઢીને પાછી બોલાવી જ લ્યો.”

“અર્પણ કરેલી વસ્તુઓ પાછી લઇ શકાય નહિ. એ અર્પણ કરેલી વસ્તુઓ મેં પાછી લીધી છે એમ જો દેવતાઓમાં જાણ થાય તો તેઓ મારી રેવડી કરી નાંખે,



સમજ્યા ? પણ હા, કાયદો એમ કહે છે કે, અર્પણ કરેલી બન્ને વસ્તુઓ પાછી દેવા ખુશી હો તો મારી કંઇ ના નથી." શ્રીકૃષ્ણે કાયદાની બારીકીથી શોધી કાઢતાં કહ્યું.

"દાઢી સાથે મુછ આપી દેવા અમે ખુશી નથી," બધા એકી સાથે પોકારી ઉઠયા, "કારણ કે મુચ્છ જાય તો બૈરાં અમને બાયલા કહે, માટે બીજો ઉપાય કરો."



"જુઓ ત્યારે, આ એક છેલ્લો ઉપાય બતાવું છું. તમારી દાઢી એ તમારી મીલકત છે તેને ટ્રાન્સફર કરો અને બૈરાંને આપો. કાયદો એમ કરવાની 'હા' પાડે છે. બોલો તમે ખુશી છો ?"

એક થોડું અંગ્રેજી ભણેલો પુરૂષ બોલી ઉઠયોઃ—"યસ સર, યુ આર રાઇટ." અને કૃષ્ણચંદ્ર ખડખડાટ હસી પડયા.

અમે બધા ભેગા મળી વિચાર કરવા લાગ્યા કે બૈરાઓ એ જ લાગના છે. આવા કડકાઇના વખતમાં તેઓ આપણી પાસે સાડી, પોલકાં અને દાગીનાનું પુષ્કળ ખર્ચ કરાવે છે. ઇશ્વર કરે ને જો તેમને દાઢી ઉગે તો પછી કયી સુંદરતા પર એ બધું પહેરવાનું સુજે ? આપણું ખર્ચ કમી થાય અને તેમના રૂપ–ગર્વનું પણ ખંડન થાય. કેવી મજા ! ભલેને નવરાં બેઠાં દાઢું જ છોલ્યા કરે ! આપણે અનાદિ કાળથી દાઢી સેવતા આવ્યા છીએ તો હવે એમનો વારો ! પછી લટક–મટક ચાલવાનું, ચીપીચીપીને બોલવાનું અને રીસામણુ–મનામણાં કરવાનું બધું ભૂલી જશે એટલે



કે તેમની કિંમતજ ઘટી જશે.

મેં મારા સાથીઓને જણાવતાં કહ્યું:–"મને પગાર મળે છે પચાસ! તેમાં એવણના બાનુએ સાઠ રૂપીઆની સાડી લાવવાનું આમંત્રણ આપ્યું છે. પણ જો દોસ્ત! ઇશ્વર કરે ને આ દાઢી બૈરાંના ગાલે ચોંટે તો સાઠને બદલે એ બે રૂપીઆનીજ સાડીમાંજ વાત પતી જશે."



અમે આ બાબતનો સંપૂર્ણ વિચાર કરી કહ્યું, "પ્રભો! અમારી દાઢી બૈરાંઓને ઉગે અને અમારા ગાલ આપના જેવા સફાચટને સુંવાળા રેશમ જેવા થઇ જાય એવું અમે ઇચ્છીએ છીએ."

શ્રી કૃષ્ણચંદ્રે થોડીકવાર વિચાર કરી, મંત્ર ભણી ઉચ્ચાર્યું–"તથાસ્તુ."

અમે બધા ખુશાલીનો પોકાર કરતા કરતા, કોણ જાણે કયે રસ્તેથી ઘેર આવ્યા તે ન સમજાયું.

કૃષ્ણચંદ્રનું વચન ફળ્યું છે કે નહિ તેની સંપૂર્ણ તપાસ કરવા મેં મારા હાથ ગાલે ઘસી ઘસીને ફેરવવા માંડ્યો. દાઢીપર એક વાળ ન મળે, બધું રેશમની માફક સફાચટ! પણ મારી બૈરીને દાઢી ઉગી હશે કે નહિ તેની ખાત્રી કરવા મેં તેને બોલાવી. તે લાજ કાઢીને આવી. હું લાજ કાઢવાનું ખરૂં રહસ્ય સમજી ગયો અને પૂછ્યું:– "કેમ? દાઢી ઉગી છે તે બતાવતાં શરમાય છે, તેમાં જ લાજ કાઢી છે ને! જોઉં તારૂં મોઢું!" એમ કહેવા જાઉં છું ત્યાં તો કાનને ફાડી–મગજના તંતુને થથરાવી દે



એવો એક અવાજ આવ્યો—"ઉઠો ઉઠો હવે! ક્યાં સુધી ઘોર્યા કરશો? ઘડીયાળમાં નવ વાગ્યા તોયે ઉઠવાની દાનત થતી નથી! આ હજામ ક્યારનોએ તમારા નામની બૂમો પાડયા કરે છે! આ દસ દિવસનું દાઢું, તમને તો કંઇ નહિં, પણ મને લજવી મારે છે! કેવા વરવા લાગો છો! ઉઠો, જલદી છોલાવી નાખો."



હું મારી સ્વપ્ન-સૃષ્ટિમાંથી સફાળો જાગી ઉઠયો. ઘેલાની માફક બૈરાના મુખ-ચંદ્ર સામુ જોઇ રહ્યો. અને બોલાઇ ગયું:—"તારી દાઢી ક્યાં?"

"કેમ કાંઇ ભાંગ પીને સુઇ ગયા હતા? આમ બાઘા જેવું મારા સામું શું જોઇ રહ્યા છો?" તેણીએ તાડુકો કરી કહ્યું.

એ તાડુકાએ મારૂં ભાન ઠેકાણે આણ્યું. અને હું આંખો ચોળતો ચોળતો હજામની સામે ગોઠવાયો.

તુકારામે અસ્ત્રાની ધાર ઘસતાં ઘસતાં કહ્યું: "વીઠ્ઠલદાસ શેઠ, તુમી લેઇ ઓપતો?"

મેં મારા સુસ્ત ચહેરા પર ક્રોધના ચિન્હો ઉત્પન્ન કરતાં કહ્યું:—"છોલને હવે છોલતો હોય તો!!"



## હાસ્ય ધારા



# "હું ગ્રેજ્યુએટ કેમ થયો?"

"કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે," એ વાક્યમાં શ્રધ્ધા રાખી, સેવક અત્યારે જીવતો રહ્યો છે; નહિ તો ક્યારનો એ હતો ન હતો થઇ ગયો હોત!

મહા મહેનતે—મહામુશ્કેલીએ—જેમ તેમ કરી—**બી. એ.** ની ઉપાધિ ધારણ કરી સેવક કૉલેજના કંપાઉન્ડમાંથી એકાએક બહાર પડ્યો. આજે મારા હર્ષનો પાર ન હતો, કારણ કે આજથી હું મારા નામની પાછળ 'બી. એ.' નું પુંછડું ચોંટાડવાને શક્તિવાન થયો હતો. ઘણા રુપીઆના ભોગે, ઘણી રાત્રિઓના ઉજાગરાએ અને ખરૂં કહું તો—ગોખણપટ્ટી કરવાની મહામહેનતે હું આજે એ પદ ધારણ કરવાને ભાગ્યશાળી થયો હતો.

તમે જાણો છો ને! હવે તો હું ગ્રેજ્યુએટ કહેવાયો. અત્યાર પહેલાં હું ફક્ત 'રમાકાન્ત' લખતો, પણ આજે તો હું "રમાકાન્ત **બી. એ.**" લખવાને શક્તિવાન થયો: પુંછડું ચોંટાડ્યું તેજ દિવસે સસરાને તાર કર્યો—"હું બી. એ. થયો." પિતાને તાર કર્યો—"હું ગ્રેજ્યુએટ થયો!"



અને સાથે સાથે મૂળ જે કહેવાય તે મારા ગૃહરાજ્ઞી ધર્મપત્નીને, જેના પર સેવકના ઘરનો આધાર છે એવી રમા જેનો હું કાન્ત છું તેના પર પણ એક ખાનગી પત્ર કોઇ અલૌકિક ભાષામાં ચિતરી કાઢયો.



હું ગ્રેજ્યુએટ થયો એ વાત વિજળીક ઝડપે મારી નાતમાં ફેલાઇ ગઇ. મારી નાતમાં હું પહેલવહેલો જ ગ્રેજ્યુએટ હતો. અશિક્ષિત નાતમાં ગ્રેજ્યુએટ થવું અને જબરજસ્ત ભયંકર વાઘ મારવો એ બન્ને બરોબર છે. જાણે મેં મોટો વાઘ મારવાનું પરાક્રમ કર્યું હોય અને આવું પરાક્રમ તો કોઇક જ કરી શકતા હશે, એવી માન્યતા વાળા મારા જ્ઞાતિબંધુઓ મારા આ પરાક્રમના વિવિધ જાતના મત મારે માટે બાંધવા લાગ્યાઃ કોઇ કહેઃ–"આ વૈજનાથભાઇના રમલાને તો હવે મોટા સાહેબની જગા મળશે અને કંઇ નહિ તો હજારનો પગાર તો ખરો જ!" કોઇ કહેઃ–"હવે પેલા વૈજનાથભાઇનું ભાગ્ય ફરી ગયું. આટલા બધા પૈસા ખરચી રમલાને ભણાવ્યો તો તેનું ફળ તેને મલ્યું ખરૂં! મારો દીકરો હવે તો એ સાહેબ થશે. સરકાર માબાપની મહેરબાની થાય તો કલેકટરની જગા મળે અને એકદમ મહેરબાની વધી જાય તો ગવન્ડર પણ થઇ જાય હો! વૈજનાથભાઇના નશીબનું પાંદડું ખસ્યું ખરૂં! ભાઇ! 'ભાગ્યશાળીને ઘેર ભૂત રળે' એ કહેવત ખોટી નથી. હવે તો વૈજનાથને ઘેર ટંકશાળ પડશે અને છાપરૂં મટી બંગલો થઇ જશે. ઓ! વૈજલા! વૈજલા! આપણે



એ જીગરજાન દોસ્ત! પણ તું કૃષ્ણ થઇ ગયો અને હું સુદામા જેવો રહી ગયો. તારા ઘેર રમલાએ કમાલ કરી અને મારે ઘેર મંગલાએ ધમાલ કરી." આવી અને આવી જ જાતની બીજી કેટલીક લોક-વાયકાઓ મિત્રો મારફતે દેશમાંથી સડ-સડાટ ચાલી આવતી હતી. હું મનમાં હરખાતો-ફુલાતો-ગર્વ ધારણ કરતો અને મારા બગડી ગયેલા કબાટના કાચમાં મારી પ્રતિમાને જોઇ શાબાશી આપતો હતો—"વાહ રે, રમલા ધન્ય છે તારી વાંકડી મુચ્છને! મુચ્છ પર લીંબુ ઠરાવ્યુ ખરૂં! આવડી મોટી નાતમાં આવો ભયંકર વાઘ તો તું જ મારી શકે! બીજાની તાકાત નહિ, જીગર નહિ!"



ગ્રેજ્યુએટ થયા પછી મારી પ્રતિભામાં અજબ ફેર-ફાર થયો હશે! મારૂં વ્યક્તિત્વ કંઇક અજબ રીતે ખીલી ઉઠયું હશે! એ વિચારો મને સ્વપ્નામાં વારંવાર આવતા. એટલે હું વ્યક્તિત્વમાં વધારો કરવા હેરોલ્ડ લોઇડ જેવાં ચશ્માં ખરીદી લાવ્યો. હવે તો હું અજબ-ગજબ લાગતો હોઇશ! એક પુરેપુરો ગ્રેજ્યુએટ લાગતો હોઇશ! એમ મને મારા મનમાં વસી ગયું. વિચાર થયો કે મારી હાજ-રીમાં મારા જ્ઞાતિબંધુઓ મારાં આટલાં વખાણ કરે છે તો મારૂં પ્રત્યક્ષ વ્યક્તિત્વ તેમના સામું જો ખડું થઇ જાય તો પ્રતિષ્ઠાના ગાંસડે ગાંસડા મારા આગળ આવી પડે, કારણ હું પહેલાંનો **રમલો** કે **રમાકાન્ત** ન હતો. એ **સ્થિતિમાંથી** હું બાદ થઇ ગયો હતો. હમણાં તો હું "**રમાકાન્ત બી. એ.**" હતો. મારી શોભા એ પુંછડાથી



હવે વધી હતી. શું એ પુછડાની બલિહારી ! મારા વિદ્યાર્થી બિરાદરો ! જો તમારે પણ નાતમાં પ્રતિષ્ઠાના ગાંસડે ગાંસડા બાંધવા હોય, ઝટ દઇને પરણી જવું હોય તો મારી તમને સંપૂર્ણ એ જ સલાહ છે કે ગમે તેમ કરી, અરે ! કંઇ નહિ તો સખત ગોખણપટ્ટી કરીને પણ પુછડું પેદા કરતા થઇ જાઓ. પછી જુઓને મઝા ! "ક્યાં છે મઝા !" એવી જાતની કવિતાઓ પછી તમને સ્વપ્ને પણ યાદ નહિ આવે.



મારા પર મારી ડીગ્રીએ એવી અસર કરી કે ન પૂછો વાત ! વિચાર થયો કે હું દેશમાં જાઉં ! અને ગયો પણ ખરો ! મારૂં પુંછડાવાળું વ્યકિતત્વ બતાવવા હું સ્વદેશ તરફ ઉપડી ગયો. ગામના પાદરે પહોંચતાં અને ગામ વચ્ચે થઇને ઘર તરફ જતાં લોકોમાં વાતો ચાલી, "કોઇ સાહેબ આવ્યો છે. !" ઘેર પહોંચ્યા બાદ જ લોકોની શંકા ટળી કે એ સાહેબ નહિ પણ, સાહેબના સ્વાંગમાં સેવક રમાકાન્ત **બી. એ.** પોતે જ હતો. હવે હું પહેલાંની માફક રમલો કે રમાકાન્ત ન્હોતો, એ તમે જાણો છો ? એટલે ફરી વખત કહેવાની જરૂર નથી. છતાં મને કહેવા દો હવે હું "રમાકાન્ત. **બી. એ.**" ગામડાના લોક મારી સાથે વાત કરતાં પણ બ્હીએ, સગાં-સ્નેહીઓ હવે તો બધાં મારી સાથે સભ્યતાપૂર્વક વાત કરતાં હતાં. તેમની વાત કરવાની રીતભાત પરથી હું જાણી શકયો કે મારામાં વ્યક્તિત્વનો અજબ ફેરફાર થયો છે, એ વાત અક્ષરેઅક્ષર સાચી છે. મારી ધારણાશક્તિને પણ ધન્ય છે !



,, કાંય મેતાજી છેવ? નામું ઠામુ આરી કાની જાનો છ ને? લેવ લેવ ત્યારે આ મેળ લખો જોઉં' દારાબસા એ મારી તરફ ચોપડો ફેંક્યો?"

## ગ્રેજ્યુએટ કેમ થયો ?



રમાકાન્ત બી. એ. નું નામ બસ આખા ગામમાં ઘરેઘર પ્રભુનામ જેવું થઇ પડયું. શું આ કેળવણીનો મહિમા! વિચાર થયો કે મારા ગામનું જો મારે હિત ચાહવું હોય

તો દરેક ખેડુત, સુતાર, લુહાર વિગેરેનાં બાળકોને અંગ્રેજી ભણાવી ગ્રેજ્યુએટ બનાવવા જોઇએ. ગ્રેજ્યુએટ થવાથી માણસમાં અજબ વ્યક્તિત્વપણું ખીલી નિકળે છે, એટલુંજ નહિ પણ કીર્તિના ગાંસડેગાંસડા વગર માગ્યા ઇનામમાં મળે છે.



દેશદાઝભરી લાગણી, અરે ભુલ્યો, ગ્રામ્ય-દાઝભરી લાગણી, સાથે અપ-ટુ-ડેટ ઇંગ્લીશ પોશાકમાં હું ખેડુતોના, સુતારોના અને લુહારોના એકેએક ઘર ગણવા લાગ્યો. તેમની સભાઓ ભરી સમજાવવા લાગ્યો "તમે ન સુધર્યા તો કંઇ નહિ, પણ તમારા બાળકોને તો સુધારો! તેમને બાપના કુવામાં ડુબી જવાનું ન શીખવો. ખેડુતોના છોકરા હળનું ઠુંઠું પકડીને આગળ નથી વધવાના. એ ખેતીની સખત મહેનતને જવા દો. એમાં સાર નથી. અને સુથારના છોકરા વાંસલો પકડી આગળ વધવાની આશા રાખે તો એ આકાશ કુસુમવત્ છે. લાકડાં છોલી છોલીને તેમને હાથે ચાંઠા પડશે, તેમનો દમ નિકળી જશે અને દુનિઆમાં કેળવણી અને ગ્રેજ્યુએટ શું ચીજ છે તેનાથી અજાણ્યા—અણઘડ રહી જશે. માટે તમારા બાળકોને તમારા કુવામાં ન ડુબાડતાં, તેમને આગળ વધવાની તક આપો. અને લુહારના બાળકો, તમે ધમણુ ધમી આગળ નહિ વધી



શકો. તમે સત્યાગ્રહ કરી પ્રતિજ્ઞા કરો કે હવેથી તમારે આ ધમણ ન ધમવી. તમારા પૂજ્ય પિતાશ્રીઓ તમારી પાસે ધમણ ધમાવવાનું કામ કરાવે છે એ ખરેખર મૂર્ખાઇથી અધિક ચઢીઆતું કહેવાય.



"તમારું કામ લોહીનું પાણી કરવાનું છે. ભડભડતા અગ્નિમાં સેકાવાનું છે. આમ જીંદગીને જોખમમાં નાંખી, તમે કદી પણ આગળ નહિ વધી શકો, તમે તમારા આ ધંધાને તિલાંજલી આપો. અંગ્રેજી ભણો 'ગ્રેજ્યુએટ થાઓ' અને તેથી ઉત્પન્ન થતા મધુર ફળ ચાખો. તમારે નિરાશ થવાની જરૂર નથી. કદાચ તમને એમ થાય કે અમારે લુહારભાઇને વળી આશું ! પણ ના હવે એવી માન્યતાનો જમાનો રહ્યો નથી. તમારા લુહારો પણ ભણીને આગળ વધ્યા છે. અને તમારી જ નાતના અને તમારી જ જાતના ભાઇ ચિમનલાલ હારને કયાં નથી ઓળખતા ? એ ભાઇનો દાખલો લઇ તમારે આગળ વધવાનું છે. સમજ્યા, !"

મારું ભાષણ તો પૂર જોસમાં ચાલવા લાગ્યું. હવે હું મારું ભાષણ બંધ કરવાની અણી પર હતો ત્યાં તો વિચાર આવ્યો કે કડીઆ અને મોચી રહી જાય એ ઠીક નહિ, એટલે દાખલા દલીલ સાથે તેમને પણ સમજાવી દીધું. મારી બોલવાની અજબ છટાથી અને ગંભીર વ્યક્તિત્વથી લોકો પર મારી અજબ છાપ પડી. હું મનમાં જ બોલી ઉઠયો: " ફતેહ ! સાબાશ ફતેહ ! "

રોજ ચા-પાણી પાઇને મેં બે-ત્રણ માણસોને પાળ્યા



હતા. જેમ કુતરાં પાળીએ તેમ. ગામમાં મારા માટે, મારા પોશાક માટે અને મારા વ્યક્તિત્વ માટે, શું વાતાવરણ ચાલે છે, તેઓ મને વારંવાર કહી જતા. મને પણ આ ખુશામતીઆએ મારફતે મારા તરફ લોકમત કેવો છે તે જાણવા મળતું.



મારી ખાનગી બેઠકમાં ચાપાણી ઉડી રહ્યાં હતાં; ત્યાં મથુરકાકાના મગનીઆએ મારૂં વિવરણ કરવું શરૂં કર્યું:– "રમાકાન્તભાઇ ! આજ તો તમારાં કાંઇ વખાણ થયાં ! બસ વાતજ ન પૂછો ! અહાહા ! તમારા તો અહો-ભાગ્ય છે હોં ભાઇ ! મારા બાપ મને કહે—અલ્યા મગ-નીઆ ! તું તો એવોને એવોજ રહી ગયો. જોયો પેલો વૈજનાથ ભાઇનો રમાકાન્ત ? કેટલો બધો હોશિયાર સાહેબ જેવો થઇ ગયો છે ! એ દિવસ પર લોકોને ભાષણ સંભ-ળાવ્યું તો લોક તો છકજ થઇ ગયા. અને ગઇ કાલે ઠાકોર સાહેબની કચેરીમાં કોઇ સાહેબ આવ્યો હતો તેની સાથે ગ્રેટ–મેટ–મેટ–પેટ–લેટ–એવી ફડફડાટ વાતો કરે કે અમે બધા એ જોઇને આભા જ બની ગયા. અહાહા ! આ ઉપ-રાંત બીજાં તમારાં એવાં એવાં વખાણ કર્યાં, બસ વાત ન પૂછો. મને તે અત્યારે કાંઇ યાદ આવતું નથી, નહિંતર એક સાથે જ બધું કહી દઉં."

આ બધી પ્રતિષ્ઠાનો ગાંસડો બાંધી હરખાતો હર-ખાતો હું, રમાનો કાન્ત, રમા સાથે મુંબાઇમાં પાછો આવી પહોંચ્યો. ગ્રેજ્યુએટ થયો, પ્રતિષ્ઠા મેળવી; હવે મારો



બધો આધાર આ પુંછડાપર હતો એ પુંછડામાંથી મારે પૈસા પેદા કરવાના હતા. મારા લાગતાવળગતા સ્નેહીઓ, મિત્રો વિગેરેને મારી નોકરી માટે ભલામણ કરી. જેને પૂછ્યું તે કહે—'ધ્યાનમાં રાખીશ,' પણ કોઇ તસ્દી લઇને મારો બેડો પાર ન પાડે.



મારા નોકરીઆત મિત્રો તેમની વાતોથી મને ગભરાવા લાગ્યા. એક કહે—"રમાકાન્તભાઇ! હમણાં વખત ખરાબ છે. હમણાં તો ઑફીસોમાં જ્યાં ત્યાં સ્ટાફમાં રીડક્શન જ થાય છે."

બીજો કહે:—"છાપાની 'વૉન્ટેડ કૉલમો' વાંચેય કંઇ વળતું નથી. એક 'વૉન્ટેડ'માં પચાસ અરજી આવીને ઉભી રહે અને રૂબરૂ મળવાનું લખ્યું હોય તો પચાસ જણા ધક્કા ખાઇ જાય. બોલો, આવી સ્થિતિ છે. એમાં તમે તદ્દન નવાસવા બિનઅનુભવી ગ્રૅજ્યુએટ રહ્યા, તેમાં તમારો પત્તો ક્યાંથી ખાય!"

ત્રીજો કહે:—"તમે કોઇ નિશાળમાં તપાસ કરો. ત્યાં કેળવણી ખાતામાં તમને ઠીક પડશે. પેલા મ્યુનિસિપાલ સ્કુલના સુપ્રીન્ટેન્ડટ અંજારીઆ સાહેબને મળો. કાં તો હાઇ-સ્કુલના પ્રિન્સિપાલને મળો, સમજ્યા? એ લાઇન તમારી પ્રકૃતિને અનુસરતી છે."

ચોથો કહે:—"ભાઇ, એમાં કાંઇ ભળીઆ નહિ. માસ્તર તે માસ્તર! છોકરાં ભણાવીને કોઇ દુનિયામાં પૈસા જમા કરી શક્યું છે?"

## હું ગ્રેજ્યુએટ કેમ થયો ?



પાંચમો કહે:—આવા, બેકારીના વખતમાં, પૈસા જમા કરવાની વાત તમે અગાઉથી કેમ કરો છો? હમણા તો પેટ પુરતું મળે તોયે બસ છે પછી; વળી જોયું જશે. રમાકાન્ત ભાઇ! મારૂં માનો તો તમે એમ કરો:–દરરોજ 'ટાઇમ્સ' 'ક્રોનીકલ'ને આપણાં ગુજરાતી છાપાંઓ વિગેરેની 'વૉન્ટેડ' કોલમ વાંચી, અરજીઓ ઢસડયા જ કરો; કયાંઇ પણ નંબર લાગી જશે. લખવામાં તમારૂં શું જવાનું છે? વાગ્યું તો તીર નહિ તો ટપું."



આવી અવનવી જાત જાતની સલાહોથી હું ગભરાવા લાગ્યો. ગ્રેજ્યુએટ થયા પછીના આ કડવા અનુભવો વિષે સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. અરેરે! આટલા પૈસા ખરચી, આટલી બધી જહેમત ઉઠાવી આવા પ્રકારનું જ્ઞાન મેળવી, અથડાવું પડશે, કુટાવું પડશે, તેનો આટલી હદ સુધી ખ્યાલ ન હતો. હું એમ જાણતો હતો કે ગ્રેજ્યુએટ થયા એટલે જગ જીત્યા કોઇ પણ ઠેકાણે સારા પગારની નોકરી મળી જવાની.

અને મારાં સગાં સ્નેહીઓ તો ધારે છે કે રમાકાન્ત ગ્રેજ્યુએટ થયો એટલે તેના પિતાનાં ઘરમાં ટંકશાળ પડશે. અરે! એ અજ્ઞાનીઓને કયાં ખબર છે કે ગ્રેજ્યુએટ એ મુંબઇમાં કઇ જાતની અને કેટલી કીંમતના ભાવની વસ્તુ છે?

છેવટે એક જાહેર ખબર વાંચી. હું દારાબશા દારૂવા-



ભાની દુકાને ગયો. તે વિલાયતી દારૂનો ધંધો કરતા હતા. તેમણે પૂછ્યું:-
"કાંય! મહેતાજી છેવ કે?"
મેં કહ્યું.-"હા, સાહેબ."
"નામું-ઠામું સારીકાની જાનોછ કે?"
ઘણા ખરા ગ્રેજ્યુએટો નામાની વ્યાખ્યાથી પણ



તદ્દન અજ્ઞાત હોવા છતાં, મેં તો દીધે રાખ્યું:-

"હા, સાહેબ! પાકું નામું જાણું છું."

"લેવ ત્યારે આ મેળ લખો જોઉં!"

દારબશાએ મારા તરફ ચોપડો ફેંક્યો.

અરે! આતો કાચું કપાઇ ગયું! આબરૂ જવાનો વખત આવ્યો. મે આશા રાખી હતી કે-કોઇને પૂછીને થોડા વખતમાં શીખી લઇશું; પણ આતો 'તરત દાન અને મહાપૂણ્ય' જેવી બાબત થઇ. મેં મનમાં જ કહ્યું:-"ભાગ બચ્ચા ગ્રેજ્યુએટ! નહિ તો આબરૂના કાંકરા થશે." સેવક બાનું કાઢી ત્યાંથી નાશી છુટયો.

એક જાહેર ખબર કટલરીનો વેપાર કરતા વ્હોરા ગ્રહસ્થની હતી. તેમને સાધારણ નામું અને અંગ્રેજી જાણનાર મહેતાની જરૂર હતી. સાધારણ નામું તો આવડશે જાણી, રામભરોસે હા પાડી અને નોકરીની શરૂઆત કરી દીધી. ચાર પાંચ દિવસતો જેમ તેમ ચલાવ્યું પણ છઠ્ઠે દિવસે જેવો દુકાનનું પગથીઉ ચઢીને બેઠો કે તરત જ વ્હોરાજીએ મારા તરફ ચોપડો ફગાવ્યો—

## હું ગ્રેજ્યુએટ કેમ થયો ?



"ઈંગ્રીજી તો ઠીક શીખો...સ, પન આ નામામાં ગોટાળો કેમ કીધો...સ ?"

"ગોટાળો મારે હાથે કદી ન થાય; કાં તો એ ભુલ તમારી હશે." મેં દમામભેર દીધેજ રાખ્યું.

"ગોટાળો, મેંને કીધો...સ ખુદાનો માથે ભાર રાખીને કોછો કે--એય ગોટાળો તુંએ કીદો...સ ?" વ્હોરાજીએ ચીડવાઇને કહ્યું.

મારી નોકરીનો આ સોદો પણ ન પત્યો. મારો ૭ દિવસનો પગાર પણ વ્હોરાજી હજમ કરી ગયા. હવે તો હું બધેજ ફરી વળ્યો. કોટની ઘણી ખરી ઑફીસો, એન્કો વિગેરે ગણી કાઢી, પણ જ્યાં જાઉં ત્યાં 'No Vacancy' નો જવાબ મારે માટે તૈયારજ હોય. અથવા તો જ્યાં જગા ખાલી હોય ત્યાં 'Vacancy already filled up' નું પાટીઉં ચોંટી જ ગયું હોય.

છેવટે દમ ખાઇ ખાઇને મારૂં ચોકઠું પચાસ રૂપરડીના પગારથી એક ઑફીસમાં બેઠું ખરૂં. મેં છુટકારાનો દમ ખેંચ્યો અને મોંઢામાંથી 'હાશ' એવો ઉદ્ગાર નિકળ્યો અને બોલાઇ ગયું– "અરે! ગ્રેજ્યુએટ! તારી શી દશા ?"

હવે ફરીથી જ્યારે હું મારે ગામ જઇશ ત્યારે તેમને તેમના હુન્નર ઉધ્યોગમાં મકકમ રહેવાનું શીખવીશ. મને થયેલા કડવા અનુભવનું જાહેર ભાષણ કરીશ, અને અગાઉ આપેલા મારા બીનઅનુભવી ભાષણ માટે માફી માંગીશ.

નોકરીની શોધમાં જે વખતે દોડધામ કરતો અને



નિરાશ થતો, ત્યારે મને અફીણ ખાઇને કુવામાં પડવાનું મન થતું. એવામાં એકાએક એક ચોપડીમાં મારા વાંચવામાં આવ્યું કે–"કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે," એ સૂત્રમાં મને શ્રદ્ધા ઉત્પન્ન થઇ એટલે મેં અફીણ ખાવાનું તો માંડી વાળ્યું. નોકરીની શોધ દરમિયાન મને હિંમત આપી જીવતો રાખ્યો હોય તો તે બધો આભાર ઉપલા સૂત્રને જ ઘટે છે.



હજી પણ મને વારંવાર એજ વિચારો આવે છે કે, "હું દરજી ન થયો, સોની ન થયો, મીસ્ત્રી ન થયો, બંગડી-વાળો ન થયો હોટલવાળો ન થયો અને ગ્રેજ્યુએટ કેમ થયો?"

(તે પણ આજના સ્વરાજનાં જમાનામાં) "એ ભૂલ કોની?"



# હાસ્ય  ધારા

## ઇન્સ્પેકશન

જેમ સ્વ૦ કવિ કલાપિએ રાજસ્થાનોના રાજવીઓને કવિતામાં સુણાવી દીધું છે કે—"તમારા રાજ્યદ્વારોના ખૂની ભપકા નથી ગમતા; મતલબની મુરવ્વત જ્યાં, ખૂશામતના ખજાના ત્યાં", તેમ મેં પણ એક દિવસ મારા શેઠને સુણાવી દીધું:- " તમારી શેઠશાહીની દમનનીતિ નથી ગમતી; પૈસાની ખૂમારી જ્યાં ખૂશામતના ખજાના ત્યાં."

આમ સુણાવવામાં મહોકાણના સમાચાર એ થયા કે સેવકને નોકરી પરથી પાણીચું મળ્યું. આવા બેકારીના જમાનામાં નોકરી પરથી રજા મળે એ વાત બીજાઓના મનથી જેટલી અસહ્ય છે, તેથી ઉલટું મારા મનથી 'ભલું થયું ભાંગી જંજાળ; સુખે ભજશું શ્રી ગોપાળ !' એ હિસાબે છે.

વિપ્લવવાદના જમાનામાં ગુલામગીરીથી સ્વતંત્ર થયેલું મન શેઠશાહીનાં બંધન ફરીથી સ્વીકારે એ તદ્દન અસ્વાભાવિક હતું: એટલે એવી નોકરીને તિલાંજલી આપી અને સેવકની દ્રષ્ટિ કેળવણીખાતા તરફ વળી.



કેળવણી ખાતાઓમાં નિશાળોમાં કામ કરતા શિક્ષકોની જીંદગી સરળ નિષ્પાપ અને આરામી જણાઇ. વરસમાં બબ્બે વેકેશનો આવે અને રવિવાર ઉપરાંત તહેવારોની રજાઓ આવે. આટલું હોવા છતાં, જે દિવસે ન જવાની ઇચ્છા હોય કે પછી ઉંઘવાની મરજી હોય, ત્યારે તબીયતનું કે કોઇ અગત્યના કામનું બાનું કાઢી, 'કેઝયુઅલ' રજા લઇ શકાય છે.



શિક્ષકોના આ આરામી જીવને મને આકર્ષ્યો, અને એ આકર્ષણે મને પંતુજી થવાની ફરજ પાડી. હું 'ટ્રેઇન્ડ' કે અનુભવિ ન હતો છતાં પણ પ્રભુ કૃપાએ, ધર્માદા–ફંડથી ચાલતી એક નિશાળમાં હું 'માસ્તર'–'શિક્ષક' કે પછી 'પંતુજી' સ્વરૂપે ઠરી ગયો.

'અનુભવેન્ કથર્યાન્ત્ પાડા ઠર્યાન્ત્ પોદરા'. 'ભણતવ્યમ્ તે બી મરતવ્યમ્ અને નહિ ભણતવ્યમ્ તે બી મરતવ્યમ્ તો ખાલી માથા–કુટ કીંમ્ કરતવ્યમ્' "અનુસ્વારેન સંસ્કૃતમ્'. આ સંસ્કૃત વાકયો જેટલાં અસ્થિર અને અષ્ટમ્–પષ્ટમ્ છે, તેટલાજ દરજ્જે પંતુજીઓનાં જીવન અને જ્ઞાન અષ્ટમ્–પષ્ટમ્ છે. આ વાત પંતુજીઓની છે; સાચા શિક્ષકોની નથી.

આવા પોણા ભાગના પંતુજીઓથી ભરેલી નિશાળમાં અનુભવના જે ઘુંટડાઓ સેવકે ગળ્યા છે, તેના ઓડકાર હવે તમે સાંભળો:–

"એક દિવસે અમારી નિશાળમાં ઇન્સ્પેકટર સાહેબની



પધરામણી થઇ. પધરામણી થઇ તે અગાઉ હેડમાસ્તર સાહેબ (જેમની ગણતરી પંતુજીઓમાંથી બાદ નથી) હાંફ્લા–ફાંફ્લા થઈ ઑફીસમાંથી કલાસમાં અને કલાસમાંથી ઑફીસમાં દોડધામ કરવા લાગ્યા. પંતુજીઓને ચેતવણી આપવા લાગ્યાઃ–"શિવશંકર માસ્તર! તમે તે દિવસના જેવી ભૂલ ન કરતા. ટેબલના ખાનામાં પેલી બે ત્રણ જાતની મીનીંગ બુકો છે, તે કોઇ ઠેકાણે મૂકાવી દોઃ અને છોકરાઓની મીનીંગ એકઠી કરી, પેલા પટાવાળાની (પ્યુન) ઓલીમાં મૂકી આવો."



"અને તમે ભોગીલાલ માસ્તર! હરઘડી છીંકણીના સડાકા લ્યો છો, તે કામમાં નહિ આવે! જુઓ, આ તમારા ટેબલની ચોપડીઓ! કોઇપણ પાનું એવું નથી કે જેમાં તપકીરના ડાઘા ન પડયા હોય! જરા ધ્યાન આપતા જાઓ, ઇન્સ્પેકટર સાહેબ જુએ તો કેવો ખરાબ રીમાર્ક કરે?"

"ચંદુલાલ! તમે તો લાંબી લાંબી વાતો કરો એટલું જ! આ તમારા કેટલોગના મંકોડા જેવા અક્ષરો અને શાહીના ડાઘાઓ જુએ તો ઇન્સ્પેકટર સાહેબ તમારે અને મારે માટે કેવા પ્રકારની નોંધ લે?!"

"એ ભલા માણસ, એ માસ્તર! સાંભળો છો કે? આ પાટીઆ પરની 'એ, બી, સી, ડી,' ભૂસી નાંખો. એ તમારા સડી ગયેલ અક્ષરોનું પ્રદર્શન ન કરો! ભલા માણસ, ન આવડે તો પેલા ઘનશંકર માસ્તર પાસેથી શીખી લઇએને! હું પણ મને ન આવડતું તેમને જ પૂછું છું."



"શંકરલાલ માસ્તર! તમને ટેબલના ખાનામાં નાસ્તો નાખવાની ટેવ પડી છે તે ઠીક નહિ. આજે એ બાબતથી સાવચેત રહેજો હોં! નહિતર પછી એ તો ઇન્સ્પેક્ટર છે! લાંબુ લાંબુ ચિતરી કાઢતાં વાર નહિ લગાડે."



"જુઓ, હું તમને બધાને ચેતવણી આપી દઉં છું કે હમણાં અરધા કલાકની અંદર ઇન્સ્પેક્ટર સાહેબ પધારશે તે દરમ્યાન તમે બધા ટટ્ટાર થઇને બેસજો અને છોકરાઓને પણ તેમ બેસવાનું કહેજો."

આવા પ્રકારની ચેતવણી આપી હેડમાસ્તર સાહેબ પોતાની ઑફીસ તરફ વરતા હતા, તેવામાં મારા સ્વભાવ પ્રમાણે મારાથી બોલાઇ ગયું:–"પણ સાહેબ! એમાં ધોતીયું કાઢી નાંખવાની શી જરૂર છે? આ તો તમે ગભરાવ છો અને બીજા માસ્તરોને ગભરાવો છો! શું ઇન્સ્પેક્ટર કંઇ વાઘ છે?"

"બેસો! બેસો! તમને ગમ નથી. ઇન્સ્પેક્ટરના સપાટાનું ભાન નથી, જ્ઞાન નથી." તેણે ચીડાઇ જતાં કહ્યું.

પટાવાળાને દાદરને નાકે ઉભો રાખવામાં આવ્યો અને સાહેબની પધરામણી થતાં, ઇશારતથી હેડમાસ્તર સાહેબને જણાવવાનું સૂચવ્યું. આમ બધી વ્યૂહ–રચના ગોઠવી હેડમાસ્તર સાહેબ આમ–તેમ ચોથાં ઉથલાવતા, કોઇ ખાસ અગત્યના કામમાં પડ્યા હોય, તેમ બતાવતા ઑફીસમાં બેઠા. ઇન્સ્પેક્ટર સાહેબની પધરામણી થતાંજ પટા-



વાળાએ સીગ્નલ આપી જણાવ્યું કે, પંજાબ મેલ આવે છે. જેનો રંગ ફીક્કો પડી ગયો છે અને જુઠ્ઠી જરીના તાર વીખરાઇ ગયા છે. એવા પાઘડાને માથામાં દાબી સરી પડેલા ખેસને ઠીક-ઠાક કરી, ધોળી મૂચ્છો પર જરાક હાથ ફેરવી, સાહેબને લેવા દોડયા. ઑફીસમાંથી પાંચ ડગલાં આગળ ધસ્યા ત્યાં તો ધમ દઇને નીચે પડયા. સામેની કલાસમાં ખડખડાટ હાસ્ય ધ્વનિ થયો, અને પટાવાળાથી અજાણ્યામાં સ્હેજ હસાઇ જવાયું. કોઇ કમબખ્ત છોકરાએ હેડમાસ્તર સાહેબનો રકાસ કરવા, કેળાની છાલનો એક નાનો કકડો જેનાં પર પગ પડતાં પડી જવાય એવી ઢબે ગોઠવી રાખ્યો હતો. વાગ્યાની દરકાર કર્યા વગર, ઉભા થઇ દૂર ગબડી ગયેલા પાઘડાને માથામાં ખોસી, ઉતાવળે ધસવાના ઇરાદાથી એક ડગલું આગળ મૂકયું. ત્યાં તે જ કકડા ઉપર કમભાગ્યે પગ પડવાનું પુનરાવર્તન યાને રીપીટિશન જોઇ, મારાથી પણ આબાદ હસાઇ જવાયું વિદ્યાર્થીઓમાં પણ એક ભારે ખડખડાટ-હાસ્ય પ્રસરાઇ ગયું, અને પાંચ-છ હરામખોર તોફાની છોકરાઓ તો તાલીઓના અવાજ કરતા પોકારી ઉઠયા, "વન્સ મોર! વેલડન!!"

હેડમાસ્તર સાહેબનો મિજાજ હવે હાથથી ગયો હતો પણ અત્યારે તેનો ઉપાય ન હતો.

ઇન્સ્પેકટર સાહેબને 'મસ્કા' ચોપડતા ઑફીસમાં લઇ ગયા. લાચારીથી દયા ભાવે જરાક-જરાક હસતાં, અગડમ્—બગડમ્ વાતો કરી, હેડમાસ્તર ઇન્સ્પેકટરને



લઇને ઉઠયા. સાહેબની પહેલી પધરામણી ચોથા ધોરણમાં થઇ.

"માસ્તર! વ્યાકરણ ચલાવ્યું છે?" ઇન્સ્પેકટર સાહેબે પંતુજીને પ્રશ્ન કર્યો.

"હા જી, વ્યાકરણ ચલાવ્યું છે અને સર્વનામ, વિશેષનામ અને ક્રિયાપદ, પણ ચલાવ્યું છે."



"સર્વનામ, વિશેષનામ, ક્રિયાપદ, વ્યાકરણથી જુદાં છે?"

પંતુજી 'હાજી' કહેવા જતા હતા ત્યાં હેડમાસ્તરના ડોળા જોઇ બોલી ઉઠયાઃ—"ના, જી!"

"વારૂ, તમે પદચ્છેદ ચલાવ્યું છે?"

પદચ્છેદનો અર્થ ન સમજતાં, પંતુજીએ ડફળાવ્યું "નાજી! પદચ્છેદ હજી ચલાવવાનું છે."

ઇન્સ્પેકટર સાહેબે, એક વિદ્યાર્થીને —'હસ્તે મુખ રસ્તામાં વેર્યાં, ફુલ નસીબે ગુલાબ કેરાં' એ કવિતાની સમજુતી કરવાનું કહ્યું.

વિદ્યાર્થી બોલ્યોઃ—"હસતાં, હસતાં, કોઇ માણસે રસ્તામાં ગુલાબનાં ફુલો વેરી નાંખ્યાં. તે આપણે વાંકા વળીને વીણી લઇએ. કયારે વીણશું? આજ ને આજ."

"છોકરા! આ સમજુતી ખોટી છે એનો ભાવાર્થ શું?" ઇન્સ્પેકટરે કહ્યું.

"સાહેબ, અમારા સાહેબજીએ અમને એમ શીખવ્યું છે."

ઇન્સ્પેકટરે, હેડમાસ્તર સામું જોયું અને હેડમાસ્તરે માસ્તર સામું જોયું. થોડીક નોંધ લખી ઇન્સ્પેકટર ત્રીજીના કલાસમાં ગયા.



"માસ્તર ! તમે ચઢતી–ઉતરતી ભાંજણી ચલાવી છે કે?"

"હા જી!"

"છોકરા! ભાંજણી એટલે શું?" ઇન્સ્પેકટરે પૂછ્યું.

"બચ્ચા વગરની સ્ત્રી" છોકરાએ જવાબ આપ્યો.

"અરે, ગધેડા ! વાંઝણી નહિ, ભાંજણી !" હેડમાસ્તરે ચીડાઇ જતાં કહ્યું અને ઇન્સ્પેકટરને આ પ્રશ્નથી મઝા પડી હોય, તેમ મૂચ્છામાં હસ્યા, ત્યારબાદ સાહેબની પધરામણી બીજા ધોરણમાં થઇ. સાહેબે પ્રશ્ન પૂછ્યોઃ–"છોકરા! નોળીયાએ સાપ કેમ મારી નાખ્યો?"

"ઉંદરને બીલાડી મારી નાંખે એમ મારી નાખ્યો."

"ના, ના, સાહેબ! જેમ ચકલીને સમડી મારી નાખે એમ," બીજા છોકરાએ કહ્યું.

"પણ આવા મોટા ઝેરી સાપને, નોળીયો શી રીતે મારી શકયો?" ઇન્સ્પેકટરે પ્રશ્નનું સ્વરૂપ બદલતાં કહ્યું.

"કીડીઓ, સાપને મારી શકી, તો પછી નોળીયો મારી નાંખે એમાં શી નવાઇ!" છોકરાએ ફિલોસોફી ચલાવી.

"કોણે કહ્યું?"

"અમારા સાહેબજીએ."

આ પ્રશ્નોથી ઇન્સ્પેકટર હસ્તા–હસ્તા પહેલા ધોરણમાં ગયા.

"માસ્તર! 'સગાં' વિષેનો પાઠ ચલાવ્યો છે.?"

"હા જી !"



"છોકરાં! ફુઈ કોને કહેવાય?" ઈન્સ્પેક્ટરે પૂછ્યું.

"કપડાં સીવે તેને." છોકરાએ જવાબ આપ્યો.

"અરે, ગધેડા! સઈ નહિ ફૂઈ!" હેડમાસ્તરે કહ્યું.



"સાહેબ! અમારા ઘરમાં 'જમના ફુઈ' છે. હું તેને 'ફુઈ' કહું છું, અને મારા બાપા તેને 'બેન' કહે છે." બીજા છોકરાએ કહ્યું.

"હા! ત્યારે હવે કહે—ફૂઈ કોને કહેવાય?"

"મારા ઘરમાં છે તેને."

ઈન્સ્પેક્ટર સાહેબ હાસ્યને રોકી રાખવા મોંઢે રૂમાલ દાબી બાળપોથીના ક્લાસમાં ગયા.

"ઉભો થા છોકરા! 'બા ચા પા' ને બદલે 'બા ભૂ પા હોય તો સારૂંને?"

"ના, સાહેબજી! ચા સારી, પાણી નહિ, ચા તો ગળીગળી લાગે! મારા ઘરમાં હું રોજ ચા પીઉ છું."

ચાનો પ્રચાર કેટલી હદ સુધી આગળ વધ્યો છે અને બાળકના જીવનની શરૂઆતથી ચાએ કેવો પગ પેસારો કર્યો છે, તે વિચાર આવતાં ઇન્સ્પેક્ટર સાહેબના ચહેરા પર સ્હેજ વિશાદની છાયા છવાઈ.

ઇન્સ્પેક્ટર પાંચમા ધોરણમાં ગયા. પંચરાશીનો એક દાખલો લખાવતાં ઘણા છોકરાઓનો ખોટો પડવાથી ક્લાસ માસ્તરને તે બોર્ડ પર ગણી બતાવવા કહ્યું: માસ્તર દાખલો ગણતા ગુંચવતા હતા, તે જાણી ઇન્સ્પેક્ટરે કહ્યું:



નખ્ખોદ જાય એ ભમના ફટાનું: હાસ્ય રસિક સીન લેવાતો હોય તેવો દેખાવ થઇ રહ્યો હતો.



આ આઠ સ્ત્રીઓ છે તેના પુરૂષ કરો અને—"

'સાહેબ! સ્ત્રીઓના પુરૂષ?!' માસ્તરે અજાયબી પામતાં કહ્યું.

સાહેબ કોઇપણ પ્રકારનો ઉત્તર ન આપતા, શિક્ષકનું ગણિત–જ્ઞાન કેવું છે. તેની નોંધ કરતા છઠ્ઠા ધોરણમાં ગયા.

"બોલ છોકરા! ગુરૂત્વાકર્ષણ એટલે શું?"

ગુરૂપ્રત્યેનું આકર્ષણ અથવા માન."

ઇન્સ્પેકટર જરા મૂચ્છમાં હસ્યા અને બોલ્યા:– "લોર્ડ સિંહા હાલમાં ક્યાં છે?"

"વિકટોરીઆ ગાર્ડનમાં" એક છોકરાએ ઉભા થઇને કહ્યું.

"અરે ગધેડા! સિંહ નહિ, આતો આપણા દેશા ગર્વનર લોર્ડ સિંહા!" હેડમાસ્તરે જરાક ખીજવાઇને કહ્યું.

"વારૂ, તું બોલ તો છોકરા! રણમાં જ્યારે રેતીનું તોફાન થાય છે, ત્યારે શું થાય છે?"

"સાહેબ, ત્યારે કબાલીના વિમાનમાં રેતી ભરાઇ જાય છે."

આ જવાબથી મારાથી જરાક ખડખડ હસી જવાયું; કારણકે મારો કલાસ બાજુમાંજ હતો. મારા હાસ્યના પડઘા હેડમાસ્તરના કાને પડયા: અને મારા કલાસમાં આવી, ડોળા ઘુરકાવી બોલ્યા:–"આ શું? જરા વિનય રાખો પણ મને તેમના બોલવાથી કોઇ જાતની અસર ન થઇ



હોય, તેમ હું તેમના સામું જોઇ રહ્યો.

" શિવાજી, ઔરંગઝેબના દરબાર-માંથી શી રીતે નાશી છુટયો ?" ઇન્સ્પે-કટરે પૂછ્યું.

એક વિદ્યાર્થીને જાણેજ આવડતું હોય, તેમ ઝપાટાબંધ બોલી ઉઠયો:–' ભવાની–માતાના પ્રતાપથી. કારણ કે શીવાજીને ભવાનીમાતા પ્રસન્ન હતાં. "



ઇન્સ્પેક્ટર ત્યાંથી કટાણું મોઢું કરી–સાતમાં ધોરણના કલાસમાં એટલે કે સેવકના કલાસમાં આવ્યા, સેવક એટલે પછી પૂછવુંજ શું ? દરેક પ્રશ્નોના સંતોષકારક જવાબથી અને મારી શિક્ષણ–શકિતથી ખૂશ ખૂશ થઇ ગયા તેમણે ઉચ્ચાર્યું;–મી૦ ધનશંકર ! તમને ધન્ય છે ! આટલા બધા શિક્ષકોમાં તમેજ એકલા શિક્ષક તરીકે દીપી નીકળો છો બાકી આતો બધા પંતુજીઓ છે. ખૂદ હેડમાસ્તરની ગણુતરી પણ હું પંતુજીઓમાં જ ગણું છું. છેવટે તેમણે કલાસની બહાર પગ મૂકતાં કહ્યું–" મી૦ ધનશંકર ! તમે હેડમાસ્તર શીપને લાયક છો હો ! "

ઇન્સ્પેકશન પુરૂ થયું જાણી–હેડમાસ્તર સાહેબ ઇન્સ્પે-કટર સાહેબને લઇ ઑફીસ તરફ ઉપડયા. પણ નખ્ખોદ જાય પેલા કેળાંની છાલના કકડાનું કે–હજી તે ત્યાંજ પડયું હતું. બન્ને સાહેબ વાતોની ધ્યાનમાં ચાલ્યા જતા હતા ત્યાં ઇન્સ્પેકટર સાહેબનો પગ પેલા કકડા પર પડયો. ઇન્સ્પે-કટર સાહેબ લપસી પડતાં જમીન પર પટકાયા ટોપી ઉછળી. છોકરાઓની સ્લેટ ધોવા મૂકેલા પાણીના ટબમા પડી. ટોપી



અને લાકડી ઉછળી હેડમાસ્તરની પાઘડી પર ભૂટકાઇ. પાઘડી ગબડતાં હેડમાસ્તર લેવા દોડયા, ત્યાં સાહેબને માટે ચા લઇ આવતા પટાવાળા સાથે અથડાઇ પડયા આ અકસ્માત થતાં પટાવાળાના હાથમાંથી ચાનો પ્યાલો ઉછળી ઇન્સ્પેકટર સાહેબના ટાલ્યા માથા પર પડયો, જાણે ચાર્લી ચેપ્લીનના સ્ટુડીઓમાં કોઇ હાસ્ય–રસનો સીન લેવાતો હોય, તેવો દેખાવ થઇ રહ્યો હતો, જ્યાં મારૂં હસી હસીને પેટ પાકી ગયું, ત્યારે પેલા છોકરાઓનું શું પૂછવું?



સામેના કલાસનાં છોકરાઓ કે જેમના જોવામાં આ સીન આવ્યો હતો, તેમણે કલાસ–માસ્તરની પણ પરવા કર્યા વગર–ખા–ખા–ખી–ખી–અને તાલીઓના અવાજો કરી મૂકયા;

ઇન્સ્પેકટર સાહેબ ઘણા ગુસ્સે થઇ ગયા હતા. તેમને જેમ તેમ કરી શાન્ત કર્યા, (વાંચકો ! આ ઠેકાણે જણાવવાની રજા લઉં છું કે તેમને શાન્ત કરનાર હું જ હતો, હેડમાસ્તરની તાકાત નોં'તી કે તેને શાન્ત કરવાની હિંમત ધરાવે! હેડમાસ્તરનુ તો આ બનાવથી ધોતીયુંજ ઢીલું થઇ ગયું હતું.) અને ચા પાઇ. ત્યાર બાદ હેડમાસ્તરે ઉપરા ઉપરી સલામો ભરી, બેવડો મસ્કો લગાડી ઇન્સ્પેક્ટર સાહેબને વિદાય કર્યા

બીજા દિવસે, ઇન્સ્પેકટર સાહેબની વીઝીટનો રીપોર્ટ આવ્યો તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

તા. ૬–૧–૩૦ ના દિવસે........સ્કુલનું ઇન્સ્પેકશન



કર્યું. તેમાં નીચેની બાબત જણાઇ છે.

"સ્કુલના હેડમાસ્તર ઘણા વિવેકી છેઃ પરંતુ પંતુજીપણાના લક્ષણોથી વિમુખ નથી, આવા અનકવોલીફાઇ હેડમાસ્તર કરતાં તેજ નિશાળના શિક્ષક મી. ધનશંકર કે જે હેડમાસ્તરશીપને સમ્પૂર્ણપણે શોભાવી શકે એવા છે, તેમને તે જગા મળે એમ હું ઇચ્છું છું.



એક–બે–સિવાય બાકીના શિક્ષકો, પંતુજીઓ છે. તેમનું જ્ઞાન કુવામાંના દેડકા કરતાંએ ઓછું છે, આવા પંતુજીઓને બરતરફ કરી સારા કવોલીફાઇડ શિક્ષક રાખવા હું શાળાના સંચાલકોને ભલામણ કરૂં છું, જો આમ નહિ થશે તો શાળાને હિતને જબ્બર–જસ્ત ધક્કો લાગશે.

સાતમાં ધોરણ સિવાયના બીજા બધાં ધોરણમાં વિદ્યાર્થીઓના જવાબો તદ્દન અસંતોષકારક અને દિલગીરી ઉપજાવનારા હતા.

સ્કુલના હિત–અહિતની જવાબદાર વ્યકિત હેડમાસ્તર છે, એ જવાબદાર વ્યકિતને પોતાની જવાબદારીનું જરાપણ ભાન હોય તેમ જણાતું નથી. માટે સંચાલકોને મારી પ્રથમ સુચના એ છે કે જો શાળાનું હિત જાળવવું હોઇ તો એ હેડમાસ્તર મી. મણીશંકરને બનતી તાકીદે બરતરફ કરો.

મને કેળાની છાલથી પાડી નાખી મારૂં હડહડતું અપમાન અને કચુમર કર્યું છે, તેની નોંધ લેવા સંચાલકોને હું સુચના કરૂં છું."

આ રીપોર્ટ વાંચી હેડમાસ્તરનું હૃદય ધડકી ઉઠયું અને અને છેલ્લો પેરેગ્રાફ વાંચતા મારા સામું જોઇ બોલી ઉઠયાઃ–
"શું ઇન્સ્પેકટર સાહેબને મેં પાડી નાખ્યો છે?"

"તે તો હું શું જાણું?!" મ્હેં ખડખડાટ હસતા કહ્યું!

હાસ્ય  ધારા

# વાંઢાની આપવીતી.

“હિંમતે મરદા તો મદદે ખુદા.” એ સૂત્રે મને હિંમત હારવાની સાફ-ચોકખી ના પાડી. ના પાડી એટલુંજ નહિ પણ જેમ કોઇ ભૂત કોઈ માણસના શરીરમાં પ્રવેશ કરે, તેમ આ હિંમત દેવીએ મારામાં પ્રવેશ કર્યો. પ્રવેશ થતાંની સાથેજ ટાંટીયા ટટ્ટાર થઇ જમીન પર અફળાયા; હાથ ઉછળી છાતીમાં પછડાયો; મગજનો પાવર પલટાયો અને ચહેરાનો રંગ બદલાયો. શરીરે આ સ્થિતિ ગ્રહણ કરી, ત્યાં તો ડાચામાંથી ડફ દઇને એક વાકય બહાર પડયું--“જખ મારે છે દુનિઆ હવે!”

મહેરબાનો! શરીર આ સ્થિતિ ધારણ કરે, તેમાં મારો વાંક નથી. તમે પ્રશ્ન કરશો–“ત્યારે કોનો વાંક?” જવાબ ચોકખો–ચટ છે. પહેલો વાંક તો મારા જેવા કેળવાયલા સંસ્કારી માણસને બૈરૂં ન આપનારનો. અને બીજો વાંક આ મુંબઇના પરણેલા ભાકુતો ને ઘર–માલેકનો.

આટલા ટુંકા જવાબથી હું ધારૂં છું કે તમને સંતોષ નહિ થાય. આ ચોકખો–ચટ છતાં અસંતોષકારક જવાબ



તમારા મગજમાં ગુંચવાડો ઉત્પન્ન કરશે અને તમારાથી બોલાઇ જશેઃ—"હવે ભસતો હોય તો ભસની !"

જવાબમાં જણાવવાની રજા લઉં છું કે હું જાણે વાંદો છું. 'વાંદો' શબ્દ ગુજરાતી ભાષામાં જરાએ શોભતો નથી. મને એ શબ્દ તરફ અનહદ તિરસ્કાર છે; છતાં મારાથી બોલાઇ જવાય છેઃ કારણ કે ગુજરાતીઓએ એ શબ્દને એટલો બધો રૂઢ બનાવી દીધો છે કે 'કુંવારો' કહેવાને બદલે 'વાંદો' કહે છે...તે મુજબ હું પણ આ શબ્દનો ભોગ થઇ પડ્યો છું.



મુળ વાત જાણે એમ છે કે મુંબઇમાં વાંઢાને સારી વસ્તીવાળી ચાલમાં અથવા માળામાં રૂમ મેળવવો કેટલો મુશ્કેલ થઇ પડે છે, તેનો અનુભવ જેને થયો હોય તેજ જાણે. મને થયો છે એ અનુભવ. સાંભળો ત્યારેઃ—

ટીન-પૉટ જેવી ચાલીઓમાં રહી રહીને હું કંટાળી ગયો હતો, તેથી કોઇ સારી વસ્તીવાળી ચાલમાં રહેવાનો મેં વિચાર કર્યો અને રૂમની શોધમાં નીકળી પડ્યો. બે ત્રણ સારી ચાલો અને ચાર પાંચ સારા સારા માળાઓમાં ફરી આવ્યો. રૂમ ખાલી નજરે પડે અને આશાએ આશાએ પુછવા જાઉં ત્યાં તો શેઠ, ભૈયા અથવા ભાડુતો તરફથી "બૈરી-છોકરાં છે ?" એવી જાતનો પ્રશ્ન ખડો થઇ જાય. સેવક માથું ધુણાવી ના પાડે. ત્યાં તો બીજો જવાબ ભાલાની માફક હૃદયમાં કાંટાની માફક ખુંચતો અને મનમાં વિચાર થતોઃ-'શું વાંદો કોઇ ભયંકર પ્રાણી છે ?'

## વાંઢાની આપવીતી



મેં જાણ્યું આમ સોદો નહિ પતે. જુઠું બોલ્યા વગર આ લોકો નહિ માને. મારા જેવો સંસ્કારી માણસ અસત્ય બોલી પોતાને પરણેલો મનાવે, એ મનને તો ન રુચ્યું; પણ શું કરીએ ? આમ કર્યા વગર છુટકો ન હતો. એક સારી ચાલમાં ખાલી રુમ જડી આવ્યો. મેં તે માટે માગણી કરી. ભૈયાએ પુછ્યું–"કયું શેઠ બાલ–બચ્ચેવાલે હો " મેં મારી સડી ગયેલી હિન્દી ભાષામાં કહ્યું–"હા, બાલ–બચ્ચાં વાલા છીએ. બાલ—બચ્ચાં, ઓરત, સબ દેશમેંથી આવ-વાના હેં"



આ અસત્ય-વાણીએ રુમ તો અપાવ્યો પણ આડોશી પાડોશી પુછવા લાગ્યા-"કેમ! માણેકલાલ ભાઇ! બૈરી—છોકરાંની પધરામણી હવે ક્યારે થાય છે ?" પાડોશીઓના આ પ્રશ્નોથી હું ગભરાવા લાગ્યો. મનમાં વિચાર થવા લાગ્યો કે. હવે બૈરી છોકરાં લાવવાં ક્યાંથી? જેને તેને જેમ:-તેમ ઉડાઉ જવાબ આપી પતાવતો કે:–"કાગળ લખ્યો છે, થોડા દિવસમાં આવી પહોંચશે." થોડા દિવસને બદલે ઘણા દિવસો થયાં પણ બૈરી–છોકરાં હોય તો આવેને ?

પાડોશીઓએ ધીમે ધીમે મારી સાથે વાતચીતનો વ્યવહાર બંધ કર્યો. વાતચીતના વ્યવહારથી રખેને મારો પગ કદાચ તેમના ઘરમાં પડે, એ બીકે તેમણે સદંતર વાત કરવી બંધ કરી કારણ કે હું પરણેલો છું–બાળ–બચ્ચાં-વાલો છું, એ વાતમાં વખત જતાં તેમને વજુદ ન જણાયું. મારી વાતમાં પોલ છે એમ તેઓ સમજી ગયા હતા. મને



વિચાર થયો—"અરેરે, શું વાંઢો આટલું બધું નીચ પ્રાણી મનાય છે? પરણેલો ગમે તેમ વર્તે તે ચાલે, પણ સંસ્કારી કુંવારા સાથે વાત કરતાં પણ ભ્રષ્ટ થઈ જવાય, એ વિચિત્રતના કેવી! યા ખુદા!"



હવે ચાલીનાં લગભગ બધાં માણસો મારી વાંઢા-શીપથી વાકેફ થઇ ગયાં હતાં. તેમાં બૈરાઓને તો ભાઇ સાત ગજના નમસ્કાર! નળપર ન્હાવા જાઉં ત્યાં બૈરાંની ઠઠ જામી હોય. એ નળક્ષેત્રની વીરાંગનાઓ હાથમાં ધોકા લઇ કોઇના બાપની પણ પરવા વગર ધબ ધબ કરવા મંડી પડી હોય. ધોકાઓના ધબધબાટથી અને વીરાંગનાઓના કલબલાટથી નળ–ક્ષેત્ર ગાજી રહેતું. એ ક્ષેત્રની સઘળી સત્તા તેમણે જ સર કરી હતી, એટલે પુરૂષોની સત્તા ત્યાં હોય જ શાની? છતાં કોઇ પુરૂષ સત્તા ચલાવવાની હિંમત કરતાં કહે–"બેન તમને કંઇ વિચાર છે કે નહિ? હું કયારનો અહીં ઉભો રહ્યો છું! જરા ન્હાવાની જગા તો આપો! તમારે કયાં નોકરી કરવા જવું છે? આખો દિવસ પડયો છે; ધોયાજ કરજોને?" ત્યાં તો એ વીરાંગનાઓનો પીત્તો ઉછળે અને મુખારવિંદોમાંથી તે પુરૂષને મહાત કરતી વાગ્ધારાઓ છુટે. આવી પરિસ્થિતિમાં મારે પણ જેમ તેમ ન્હાવા ધોવાનું કામ આટોપી લેવું પડતું.

એક દિવસ હું મિનિટો સુધી ન્હાવાની રાહ જોતો નળ–ક્ષેત્રને આરે ઉભો રહ્યો. વીરાંગનાઓએ મારી રજમાત્ર દરકાર કરી નહિ કે મને ન્હાવાની જગા આપી નહિં. હું



મનમાં તો ઘણો ખીજવાયો પણ ગમ ખાતાં ફક્ત એટલુંજ બોલ્યો, "બ્હેનો, હવે તો હદ થાય છે. તમે જુઓ છો કે હું ક્યારનો અહિં ઉભો છું......" હજી તો પુરૂં બોલી ન રહ્યો ત્યાં તો એક બટકબોલી બાઇ ગર્જી ઉઠી : "બાઇડીયું ધોતી હોય ત્યાં મુઆ ભાયડાઓને ઉભા રહેતાં લાજ પણ આવેસ !" બીજીએ ટાપશી પુરી. ત્રીજીએ કહ્યું, "પીટયા વાંદાને રૂમ આપનાર ઘર-ધણી પણ કેવો !" મારા સ્વમાન પર પૂળો મૂકાતો જાણી મેં જરા તપીને કહ્યું, "એ બાઇ, જરા મોં સંભાળીને બોલ." આટલું કહેતાની સાથેજ વીરાંગનાઓની વાગ્ધારાઓ મારાપર વરસી રહી. કેળવણી-હીન બૈરાં સાથે તકરારમાં ઉતરવું એ મારે માટે ઝેર સમાન હતું, એટલે નીચે મોંઢે સીધો જ હું મારા રૂમમાં જતો રહ્યો.

એ નારીઓએ હવે નાગણ સ્વરૂપ ધારણ કર્યું હતું. તેમાંની પેલી બટકબોલી બાઇએ મારો ભવાડો કરવામાં કશું બાકી ન રાખ્યું. ત્હેણે પોતાના પતિને કહ્યું: "પેલો વાંદો પીટયો નળપર જ્યારે ત્યારે બૈરાંની મશ્કરી કરે છે. આજે મારી પણ મશ્કરી કરી." બસ ખલાસ ! અવિચારી પતિને આ બાબતની સત્યતા વિષે વિચાર કરવાનો ન હોય. તે તો પોતાની સ્ત્રીના વાક્યને વેદ-વાક્ય સમજી, હાથમાં લાકડી લઇ બરાડા પાડતો બહાર આવ્યો:—"બહાર નીકળ તારી માએ સવાશેર સૂંઠ ખાધી હોય તો ! સાલા, નળપર બૈરાંની મશ્કરી કરે છે ? એવા બેશરમ



નફફટ વાંઢાને ચાલીમાંથી મારીને બહાર કાઢવો જોઇએ." આ ભાઇના ભસવાથી ચાલીના માણસોમાં પણ હોહાકાર વર્તી રહ્યો. જેને જેમ ફાવે તેમ અંદર અંદર વાતો કરવા લાગ્યા. પેલા નથ્થુભાઈ ચાલીનાં માણસોને ઉદ્દેશીને કહેવા લાગ્યા, "જોઇ શું રહ્યા છો? કાઢો એને ખેંચીને બહાર, પછી જોઇ લ્યો આજે હું આદુપાક જમાડું તે" હું આ બધું અંદર બેઠો બેઠો સાંભળતો હતો. મને આ લોકોની મૂર્ખાઇ પર હાસ્ય સાથે તિરસ્કાર ઉત્પન્ન થતો હતો. આવા અવિચારી માણસો સાથે મારામારી કરવામ અને તેમની માફક લવારો કરવામાં ઇજ્જતને ધક્કો પહોંચશે અને સંસ્કારીપણાને બટ્ટો લાગશે જાણી મેં ચુપચુપ બેસી રહેવું વધારે પસંદ કર્યું. બહાર ધમાલ તો હજી ચાલુ જ હતી. પેલા લાઠીવાળા ભાઇએ પોતાનો વાણી-પ્રવાહ પૂર જોશથી છુટો મુકતાં કહ્યું: "શું આપણે હાથે બંગડીઓ પહેરી છે? એવા લુચ્ચા માણસને તો બરાબર બતાવી આપવું જોઇએ." આ ભાઇની ઉશ્કેરણીથી માતેલા આખલા જેવો એક માણસ મારા બારણા આગળ કુદી આવી તાડુકવા લાગ્યો:—"એ વાંઢીયા! બહાર નીકળ, તારી રેવડી બનાવું. અત્યાર સુધી બૈરી-છોકરાં છે કહીને પોલ ચલાવ્યું, તે બીજું શું ન કરે? જરી બહાર આવ બહાર; ઘરમાં કેમ સંતાઈ ગયો છે?"

એક કેળવાયલા યુવકથી આ હદ ઉપરાંતની બેવકુફી સહન થઇ શકી નહિં. તેણે આગળ ધસી આવતાં કહ્યું,



"એ મહેરબાન ! માણસ છો કે ચીભડું ? જેમ ફાવે તેમ બકયે જ જાઓ છો ? જરા તો વિચાર રાખો ! એ વાંદો છે એટલે તમારી નજરમાં ગુન્હેગાર જણાય છે એમ ? એ બિચારો કોઇ સાથે બોલતો નથી, ચાલતો નથી. પડે રસ્તે જાય છે અને પડે રસ્તે આવે છે. ચાલો છોડો નકામો ભવાડો." કહી તેણે બધા માણસોને દમ-દાટી આપી વીખેર્યા.



આ ફજેતો વિત્યા બાદ જ્યારે હું આવતો-જતો હોઉં ત્યારે ચાલીના માણસો આંગળી ચીંધીને અજાણ્યા માણસોને મારી ઓળખાણ આપતાં કહેતાં, "જોયો પેલો વાંદો ? લુચ્ચો છે. જેનાં તેનાં બૈરાંઓની મશ્કરી કરે છે." હું આ બધું મારા સગા કાને સાંભળતો પણ શું કરૂં ! આભ ફાટયું ત્યાં થીગડું કયાં દેવું ?

થોડા દિવસમાં ચાલીના ભાડુતોએ ઘરવાળાને ભંભેરી મને રૂમ ખાલી કરવાની નોટીસ અપાવી. મને વિચાર થયો કે વળી પાછું મારે કોઇ ટીન-પૉટ ચાલમાં જવું પડશે ! પણ ફીકર નહિ, હવે મારામાં હિંમત આવી હતી. અને આ બનાવથી મારૂં મન મજબુત બન્યું હતું. મારી હારેલી હિંમતને પાછી લાવનાર, હું પ્રથમ આપને જણાવી ગયો તે વાકય-"હિંમતે મરદા તો મદદે ખુદા." આ વાકયથી ખરેખર મારામાં અજબ હિંમત આવી હતી. મેં નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય પણ મારે તો આવીજ કોઇ સારી ચાલ ગોતી કાઢવી અને સીનેમાનો ટ્રીક-સીન રચીને ત્યાં ઝંપલાવવું.



હજી તો મહીનો–માસ મારે અહિં રહેવાનું હતું; તે દરમિયાન મેં એક સારી ચાલમાં રૂમ શોધી કાઢયો. ત્યાં મારે સીનેમાની માફક આબાદ ટ્રીક-સીન રચીને રહેવાનું હતું એટલે બૈરી–છોકરાં નથી એમ કહેવાની કશી જરૂર ન હતી. કારણ કે બૈરી--છોકરાંની ના પાડું તો અહીં પણ રૂમ મેળવવો મુશ્કેલ હતો.



અહીં નોટીસનો મહીનો પૂરો થતાંની સાથે જ મેં મારા નવા રૂમનું મુહૂર્ત કર્યું. મુરતમાં લોકો કુંભ–ઘડો મૂકે છે; પણ મારે તો ટ્રીક–સીન રચવો હતો એટલે મેં ચોરબઝારમાંથી એક જુનુ–પુરાણું ઘોડીયું લાવીને કુંભઘડાના બદલામાં મૂકયું. પાડોશીઓને ખાત્રી થઇ કે હું બાળ–બચ્ચા-વાળો છું. કારણ શું કે–ઘોડીયું હોય તો બાળક હોય અને બાળક હોય તો બૈરી હોય. હું બૈરી–બચ્ચાવાળો છું તેની સાબીતી આપનાર આ ઘોડીયું બધા સામાનની મોખરે હતું. સૌથી પહેલું ઘોડીયું; બીજે નંબરે ચોરબઝારમાંથી ખરીદેલો કોઇની બૈરીનો એક જુનો ફોટો; અને ત્રીજે નંબરે જુના રૂમનો સામાન. આમ નંબર પ્રમાણે સઘળું નવા રૂમમાં પાડ્યું.

નવા રૂમ વસાવી ત્યાં રહેવા ગયો. આડોશી–પાડોશી સાથે બોલવા–ચાલવાનો વ્યવહાર, ઝપાટાબંધ વધારી દીધો. રોજ ચા-પાણી પાઇ તેમની સાથે દોસ્તી બાંધી. કેટલાક પુછે:–"કેમ, માણેકલાલ ભાઇ, હવે અમારાં ભાભીને કયારે તેડાવો છો?" હું જવાબ આપતો–"જુઓને ભાઇ! બાબત જાણે એમ છે કે હમણાં બગલીની તબીયત બરા-



બર રહેતી નથી અને ડોકટરે ભલામણ કરી છે કે જ્યાં સુધી છોકરીની તબીયત ન સુધરે ત્યાં સુધી તેને મુંબાઇ લાવવી નહિ." એક જણે ટાપસી પુરતાં કહ્યું, "ખરૂં છે. ડોકટરની ભલામણ વિરૂદ્ધ કામ ન કરવું." બીજાએ જરા દયા ખાતાં કહ્યું, "માણેકલાલ ભાઇ! આ દુનિયામાં સંસારીઓના દુઃખનો પાર જ નથી. કંઇ ને કંઇ દુઃખ હોય જ!" ત્રીજાએ કહ્યું, "કેમ બૈરીની તબીયત તો ઠીક રહે છે ને!" મેં જરા મોં બગાડી કહ્યું:–"બૈરીની તબીયત પણ એવી જ, ઠીક ઠીક." ચોથાએ જરા દિલાસો આપતાં કહ્યું, "હોય એ તો! શું કરીએ? પડ્યું પાનું નિભાવ્યા વગર છુટકો છે! નશીબમાં લખ્યું હોય એમ થયા જ કરે છે." પાંચમાએ જીજ્ઞાસાને આગળ ધપાવીને કહ્યું, "આ જ તમારાં વાઇફનો ફોટોને? ફોટામાં તો શરીર ઠીક દેખાય છે." મેં જરા ઉંડાં ભણાવતાં હાવકું મોં રાખી ઉચાર્યું–"આ તો ડીલીવરી અગાઉનો ફોટો છે. એ વખતની એની તબીયત ઘણી સારી હો!" આમ હું બધાને સાડાસાતનો–પા ભણાવે રાખતો. પાંચ–છ માસ તો મેં એ લોકોને આબાદ બનાવ્યા. પણ વધુ વખત આમ પોલ ચલાવવામાં કોઇ વખત આફત છે જાણી મેં આસ્તે આસ્તે મારાં બૈરી–બાળકની બાજી સંકેલવાનો ટ્રીક–સીન રચ્યો, ને એક જીગરજાન મિત્ર પાસે, મારા બાળકના મરણ સમાચારનો કાગળ લખાવ્યો.

બીજે દિવસે પોસ્ટમેને કાગળ આપ્યો. કાગળ વાંચી માથે હાથ દઇ ડુસકે–ડુસકે રડવા માંડ્યો. મારા રડવાનો



અવાજ સાંભળી, પાડોસી–મિત્રો દોડતા આવ્યા અને મને પૂછવા લાગ્યા, "માણેકલાલ ભાઇ, કેમ રડો છો? શું કંઇ માઠા સમાચાર છે?" મેં રોતડા અવાજે અને ધ્રુજતા સ્વરે નાકમાંથી લીંટ કાઢતાં કહ્યું, "અરેરે! બબલી ગુજરી ગઇ. ઘણીએ દવાઓ કરી પણ ન બચી. બબલીની બા યે બિમાર છે. જુઓ આ કાગળ વાંચો." પાડોશીઓએ કાગળ વાંચી, મારા તરફ દયાની દ્રષ્ટિ ફેંકી, મારા દુઃખમાં ભાગ લેતા હોય તેમ દીલગીરી બતાવી મને આશ્વાસન આપવા લાગ્યાઃ–



"હશે ભાઇ! એમાં અફસોસ કરે શું વળે એમ છે? આ તો પ્રભુની માયા છે. તમારે ત્યાં એનું એટલું જ લેણું હશે."

બીજે દિવસે હું ઘરમાં દાખલ થતો હતો ત્યાં નીચે જ પ્લેટફોર્મ ઉપર બાજુવાળાં ડોસીમા કાશીબા મળ્યાં! ને એટાએક દિલાસો આપતા ડાવકું મોઢું કરી દિલસોજી બતાવતાં બોલ્યાઃ—

"હાય, હાય! બબલી ગૂજરી ગઇ?" મ્હેં મારા મનમાં વિચાર્યું વણજન્મી બબલી તો મરી ગઇ, હવે ડોસીને ક્યાં ખબર કે એની મા પણ મરી જવાની જ છે; છતાં મ્હેં નાટકી ઢબે હાથ ઉંચા કરી કહ્યુંઃ–

"આ તો પ્રભુની માયા છે. મારે ત્યાં એટલું જ લેણું હશે." ઉપર જે આશ્વાસનના વચનો સાંભળી ધરાઇ ગયો હતો, તે જ દારૂગોળો અહિં લાવી ખાલી કરવા મંડયો.

થોડા દિવસ મેં બળાત્કારે મારા મોઢાપર દિલગીરીની છાયા જાળવી રાખી. આ કિસ્સો તો જાણે આબાદ પાર



ઉતર્યો. હવે મારે બાયડી મારી નાંખવાનો ટ્રીક-સીન ભજવવાનો હતો, પણ તે સીનને હજી વાર હતી. ચાર-પાંચ મહિના વળી પાછું ગાડું આગળ ધકેલાયું. કોઇ પૂછે તો કહું, "એક તો એની તબીયત નરમ-ગરમ ચાલ્યા કરતી હતી, તેમાં વળી બજલી ગુજરી ગઇ એટલે એ ફીકરથી એની તબીયત વધુ બગડી. હવે એવી હાલતમાં એને તેડાવવી એ નવાણું ટકાનું જોખમ ગણાય. આવતી કાલે કલ્યાણદાસ ડૉકટરની સલાહ લેવા વિચાર છે. પછી જો ડૉકટર સાહેબ કહે તો અહીં તેડાવીએ." આવાં ભાતભાતનાં રંગબેરંગી ઉડાં ભણાવતાં મને આબાદ આવડી ગયું હતું.



હવે મારે આ પોલ સંકેલી લઇ નિરાંતથી રહેવું હતું, એટલે એક મિત્ર પાસે, સ્ત્રીના મરણનો એક બીજો પત્ર લખાવ્યો. પત્ર પહોંચતાની સાથે જ પોક મૂકી રડવા માંડયો:—"હાય, હાયરે! મારૂં સંસાર-નાવ ભાંગી પડયું. હું નિરાધાર થઇ ગયો. મારૂં સત્યાનાશ વળી ગયું. અરેરે! પ્રભુ તેં આ શું કર્યું!" આ મુજબ રડતા અવાજે આલાપવા માંડયું. પાડોશીઓ બિચારા અંદર અંદર વાતો કરતા મારા માટે દયા ખાવા લાગ્યા, સમજાવવા લાગ્યા. પણ જેમ તેઓ મને શાન્ત પાડવાનો પ્રયત્ન કરતા જાય તેમ હું વધારે ને વધારે આલાપતો જાઉં. એક કહે:—"અરેરે, બિચારાપર આભલું તૂટી પડયું." બીજો કહે:—"આ કળીયુગમાં તો પ્રભુયે હવે ક્રૂર બન્યો છે." ત્રીજો કહે:—"ભાઇ એ તો પૂર્વના સંસ્કાર." ચોથો કહે:—"સંસારમાં તો લેણ



દેણનો સંબંધ છે." પાંચમો કહે:–"બળ્યો આ સંસાર. આનાં કરતાં તો પશુનો અવતાર સારો કે આ દિ' આંખે દેખવા તો ન પડે!" પાડોશીઓના આવા ભિન્ન ભિન્ન બળાપાઓ સેવકના કાનને અથડાતા હતા. હું આ બળાપાથી મનમાં તો ખૂશ થતો હતો પણ ઉપરથી ભયંકર શોક બતાવતો હતો. આમ આ ટ્રીક—સીન પણ આબાદ ભજવાયો.



વાંઢામાંથી સંસારી થવાનો અને સંસારને સંકેલી લેવાનો સીન આબેહુબ પાર પડ્યો જાણી હું મનમાં તો ખૂબ ખૂશ થયો.

બાયડીના કારજ—પાણીનું નામ દઇ, હું થોડા દિવસ બહાર–ગામ એક મિત્રને ત્યાં ફરી આવ્યો, અને ફરી–પાછો આવી રૂમમાં લ્હેરથી રહેવા લાગ્યો. હવે બૈરી–છોકરાં તેડાવવાની અને એ બધા લફરામાંથી હું આબાદ પાર ઉતર્યો હતો.

પાડોશીઓ મને બીજી વખત પરણવાની ભલામણો કરતા અને કહેતા:–"હજી તો તમારી ઉમર નાની છે, બીજી વખત પરણવામાં શું વાંધો છે!" હું તેમના મગજમાં ઠસાવીને કહેતો–"હા ભાઇ એ બધું ખરૂં, પણ અમારી આ વાણિયાની નાતમાં કન્યાની અછત છે અને સામા-સાટા વગર કન્યા મળવી મુશ્કેલ છે; છતાં પ્રયત્ન કરીશ પછી તો જેવું મારૂં નશીબ."

આમ એકાદ વર્ષ પસાર થઈ ગયું. એવામાં ઇશ્વરને કરવું કે મારૂં વેવિશાળ થયું. મેં પાડોશીઓને ભેગા કરી,



ગોળ-ધાણા વહેંચ્યા. તેઓના ખ્યાલમાં હું બીજી પત્નીનો પતિ થવાનો છું, પણ હું મારા મનમાં તો આ વેવિશાળની પત્નીનાં સ્વપ્નાં સેવતો હતો–એ તેમને ક્યાં ખબર હતી ?

"વો દીન કહાંસે કે મીયાંકે પાઉમેં જુતી." એવું મારે પણ હતું–કે એ દિવસ ક્યાંથી કે મારાં ભાગ્યમાં ભામા ! પણ ભાગ્યનું પાંદડું ખસ્યું એટલે સૌ સારાં વાનાં થયાં.



લગ્ન થયું એટલે કે હું પરણ્યો–બૈરીવાળો થયો–સંસારી થયો અને વાંઢો મટ્યો.

જાણે ઓરડીમાં વસવાનો કાયમનો પરવાનો મંગાવતો હોઉં તેમ એકાદ મહિના પછી મારી મેનાને મેં મુંબાઇ તેડાવી. હવે કોની તાકાત છે મને વાંઢો કહેવાની અને રૂમ ખાલી કરાવવાની ?

આજે મારા લગ્નની ખુશાલીનો દિવસ હતો. પાડોશીઓ–મિત્રો વિગેરેને ચા-પાણી પીવા બોલાવ્યાં હતાં. આ અનુકૂળ પ્રસંગ મળતાં હું મનમાં બોલી ઉઠયોઃ "પાડોશીઓ હવે જખ મારે છે." વળી "હિંમતે મરદાં તો મદદે ખુદા" એ વાક્ય મને બરાબર યાદ હતું એટલે મેં બોલવું શરૂ કર્યું: "મહેરબાનો ! આ ચાલમાં વાંઢાને રૂમ જોઇએ તો મળી શકે ખરો ?" બધા એકકે અવાજે બોલી ઉઠયાં: "ના, ના, બીલકુલ નહિં." "પણ કેળવાએલ–સંસ્કારી વાંઢો હોય તેમાં તમને શું વાંધો ?" જવાબ મળ્યોઃ "ના, ના, તોપણ નહિં; ગમે તેવો પણ વાંઢાને !"



મેં મારો પોલ–પડદો ઉચકતાં કહ્યું: "ત્યારે સંસારી થવાનો ટ્રીક–સીન મેં ન કર્યો હોત તો આજે આપણે બધા સાથે બેસીને જે આનંદ લૂંટી રહ્યા છીએ, તે પ્રસંગ મળત કે નહિ?"

બધા અજાયબીમાં અટવાઇ ગયા. થોડીવાર પછી પ્રશ્ન પૂછાયો: "ત્યારે શું તમારે બૈરી–છોકરી હતાં અને મરી ગયાં, એ બધું પોલ?!"



મેં જરા હસતાં હસતાં કહ્યું:—"પોલ નહિ તો બીજું શું?"

"ત્યારે તમે શું વાંઢા હતા!?"

"ના, હમણાં તો પરણેલો છું."



## હાસ્ય  ધારા

# આય સું !?!

"અરે, સીરીન! ચાલને ડીયર આજ તો કંઇ નાતક જોવા જઇએ!" રૂસ્તમે મીઠો ટહુકો કર્યો; ત્યાં તો એનો દોસ્ત પેસ્તન કયાંથી યે ફુટી નિકળ્યો: "અરે ઘેલો રે ઘેલો, આય સું બકેછ! નામ જવાદે એ નાતકાં બાતકાંનું. આવા સરસ ઈંગ્લીશ ડેન્સ મુકીને તુંને નાતક જોવાનો કાંય કીરો ચવરી આવીઓ! આય સીરીન બી તારી માફક ઘેલી થઇ હોસે! પ્રોટેસ્ટ કાંય નઇ ઉડાવતી!" પેસ્તન વધુ આગળ બોલે તે પહેલાં તો રૂસ્તમ વચમાંજ બોલી ઉઠયો: "તુંને આમ નાતક ઉપર આતલો અનગમો કાંય ઉતપન થીઓછ! સું નાતકવાલાની કમાની તારી આંખમાં ખતકેછ, કે કોઇ નાતકવાલાનો કત્તો દુસ્મન બનીયોછ, કે તેં પેલું સદી ગયેલું નાટક લખીયું'તું તે નાપાસ કીધું કે સું?"

"રૂસ્તમ, તું બી સમજ્યા વગરનું ફેંકેછ. સમજતો કરતો નથી ને સાવ નકામું સુંનું સું બકેછ? જો ખરી વાત જાને એમ છે કે, આય દુનિયામાં જેતલા લેખકો છે તેમાંનો હું બી એક છેઉં અને જેતલા નાતકકારો છે તેમાંનો પન





એક છેઉં. હું એટલે કોઇ પન નાતકની બારીકીથી તપાસ કરી સકું, અને ભુલ પન કારી સકુ અને તે સુધારવાને કોસેસ બી કરી સકું. તુંને ખબર તો ઓસે કે...આય...સું, એવનનું નામ?...હાં



હાં, મી. રઘુનાથ કે જેવન મારા ફ્રેન્ડ છે. એવને એક નાતકના ગાયનમાં લખીયુંછે કરીને "**પારિજાત તમે નંદન વનનાં**" આય સાલુ આય '**નંદન**' સું? આય '**વનનાં**' સું? કેથેબી સેન્સ મલતી નઇ. કેતલું હમ્બગ! બાવા મેં તો એવનને મોંને મોંન કહી દીધું કે આય કેવી ગ્રેત મીસ્તેક! સાલું ચોખ્ખે ચોખ્ખું દેખાયછ કરીને કે—"**પારિજાતક તમે નંબર વનનાં**" જોયું રૂસ્તમ! આય લીતી હવે કેવી સોજી અને અરથવાલી લાગે છ? તું સમજેછ કે એકલા હિંદુઓજ લખી મરે છે? અરે નારેના, આય પેસ્તન કંઇ કમી છે કે એવનનાથી ગાંથ્યો જાય? ફરી ફરીને મી. રઘુનાથને મેં કીધું: "બાવા! સુધરો, સુધરો, આય જમાનો સુધારાનો છે. આવી મીસ્તેકો કાંય કરોછ?" પન એવને તો ગધેરાનું પુછરૂં પકરીયું તે પકરીયું અને કહેવા લાગીયા: "એ વર્દ મેં સનસકરૂતમાંથી કારીયોછ." મેં એવનને સાંભોજ જવાબ આપીયો કે: "બાવા, સનસકરૂત તો હું બી ભન્યો'તો પન કેથે આય '**નંદન વનનો**' વર્દ નઇ જોયલો. પછી એવન તો ચુપજ થઇ ગયા. બોલેજ સું. માટે નામ જવા દે એ નાતકનું. લેખક બી હિંદુ અને દાયરેકતર બી હિંદુ. બેઉ મળીને કંઇને કંઇ ભુસી મારે

આય સું !?!



એમાં સું જોવું'તું! ચાલો શીરીન આજ આપને બધ્ધાંએ પેલો નવો ઇંગ્લીસ ડેન્સ થીયોછ તે જોવા!"

"અરે, નઇરે નઇ? ડેન્સમાં સું જોઉં તું! મરેરે એ ડેન્સ કરતી પોરીઓ. હજારો માનસમાં તાંતીઆ આમ પછારે તેમ પછારે, કુદાકુદ કરે, આઉં આઉં મીઆઉં મીઆઉં કરે ને વલી સાલા નખરાંનો તો પારજ નઇ! મુઇઓને અરધી નાંગી દસામાં કુદાકુદ કરતાં સરમ બી નઇ આવતી ઓસે?. મનેતો એ જોવું ગમતુંજ નઇ. ચાલોને રૂસ્તમ આજે આય પેલા હિંદુ લોકનો **'મીનલ-મુંજાલ'** નો નાતક પરીઓછ તે જોવા!"–સીરીને ડેન્સ પ્રત્યેનો પોતાનો વિરોધ દર્શાવતાં કહ્યું.

"રૂસ્તમનું તો કાતરીયું ગેપ છે. એ કંઇ નાતકની બાબતમાં સમજતો નથી. શીરીન તારૂં બી કાતરીયું સું એને જ ભારે આપીયુંછ? તમે લોકો મારા કહેવાનો અરથ કંઇ સમજોછ કે નઇ? આવા તમુને મેં સપસ્ટ વાતમાં કઇ દીધું કે આય હિંદુ લોકનાં લખેલાં નાતકો તદ્દન નાલાયક છે. બસ, સો વાતની એક વાત! હવે તમારામાં કંઇ પન અકકલનો છાંતો પરીયો હોય તો ખુદાને પીછાનો એટલે કે ખરૂં સું ને ખોતું સું–તે સમજશો.

અને જો! હું તુને કેઉં–આય 'મીનલ-મુંજાલ'ના નાતકમાં એતલું બધું સું બસ્યુછ! પેલાજ એક ગાયનમાં લખીયુંછ કરીને :

**"અમર રહો અમ અમરપુરી સમ નંદન વનચારી–**



આ ગુજરાતની વાડી." જો રૂસ્તમ ! આય ઠેકાને બી એવને એક ગ્રેત મીસ્તેક કીધીછ કે નઇ ? વળી પાછું "નંદન" આવીયું ! એ લોકો નહીં સુધરે, ધનાજ પાછળ. આખી દુનીઆં સુધરસે–દુનીઆની ગતરો સુધરસે, અરે પેલા અફ્રીકાના સીદી સુધરસે;



પન આય હિંદુ લોકનાં ભેજાં નઇ સુધરે. કોન જાને ભેજાંમાં કઇ જાતનું ભુસું ભરીયુંછ કે અરથ વગરના વર્દઝ વાપરીને ભાસાનું કચુંબર કરી નાંખેછ, અને ભૂલ દેખરાવા જઇએ ત્યારે 'થેંકયુ' કહેવાને બદલે કહેછ કે–"એ તો મેં સનસકરૂતમાંથી કરીયુંછ." અરે, ડેમ ગોર સનસકરૂત અને ડેમ યુ ! જો સીરીન, હું મારા ભેજાની અક્કલથી, આય લીનીને સુધારૂંછ કરીને–

**"અમર રહો અમ અમરપુરી સમ**
**નંબરવન વાડી, આ ગુજરાતની વાડી."**

જોયું ! આનું નામ તે ભેજું–સેન્સ.

રૂસ્તમ અને શીરીન ! જો કે આય વાતથી તમુને કંતાલો આવતો ઓસે, પન હું નઇ કે'તે તો આય હિંદુ લોક કેવી જાતનું બારીયુંછ તે તમુને કોન કે'તે ?

આજે આય નાતકની મેતર નિકલીછ તો હવે હું તમુને પુરેપુરી કેવસ. આય પેલા મી૦ **મનીસંકર** જેવન એ બી મારા ફ્રેન્ડ છે. તેવને આય '**મનોરમા**'ના નાતકમાં લખીયુંછ કરીને–

**"જીગરના વાંચનારાઓ મને કોઇ માર્ગ બતલાવો;**
**અગમ પંથે જનારાઓ તમારા રાહ દર્શાવો."**

## આય સું !?!



કહેવ! આમાં કોઇ જાતનો સોજ્જો અરથ સમજાયછ ? સાલું 'જીગર' કુથેબી વંચાય છે? જો રૂસ્તમ' હવે હું એને સુધારૂંછ કરીને–

**"પુસ્તકના વાંચનારાઓ**
**મને કોઈ માર્ગ દેખરાવો;**
**અગર રસ્તે જનારાઓ મને કોઈ રોડ બતલાવો"**

એકાદ ઇંગ્લીશ વર્દ મુકીરો હોય તો પન કેટલું મઝેનું લાગે! જોયું? આનું નામ તે અકકલ–સેન્સ.

જો બીજું કેઉં ?–આય મી૦ પ્રભુલાલ કે જે બી મારા ફ્રેન્ડ હતા; પન હમનાં એવન ફ્રેન્ડ તરીકે છે કે નઇ, તે હું જાનતો નથી. એવને 'માલવ–પતિ'ના નાતકમાં લખીયુંછ કરીને–

**જ્યારે આવે નવીન જુવાની દુનિઆ નવીન જણાય;**
**મનના ભાવો પલપલ પલટે શાથી નવ સમજાય."**

આય ગાયનમાં એવને સમજ્યા વગરનું જ ભુસી મારીયુંછ. નવીન જુવાની આવે એમાં દુનિઆને સું લાગે વલગે! કુથેબી લાગે તો જુવાની લાવનારને લાગે, બીજાને સું! એમ નઇ બાવા એમ નઈ પન આમ હોવું જોઇએ–

**"જ્યારે આવે નવીન બૈરી ઘેરમાં નવીન જનાય;**
**મનની મોજો પલપલ પલટે લવ–મેતર સમજાય."**

જોયું! આનું નામ તે સેન્સ ફુલ–ભેજું.

બીજા એક ગાયનમાં લખીયુંછ કરીને–

**"સાગરની પ્યાસ ન પ્યાલે બુઝાતી;**
**રસનાં તો ચટકાંમાં જ મઝા માતી."**



'સાગર' એતલે કે દરીઓ અને 'પ્યાસ' એતલે કે તરસ. બાવા, નાનલો પોરીઓ બી સમજી સકે. કે આય આવરા મોતા ખારાપાનીવાલા સમુદરની તરસ એક પિયાલા પાનીથી નઇ છુપાય પન મોની મોતી નદીઓના મેલાપથી છીપાયછ. એમાં એવને સું ભેજું વાપરીયું! જોવ, હવે મારા ભેજાને એવનની કસોતીમાં ઉતારૂંછ. પછી જે લોક કદરદાન હોશે તેજ મારી કિંમત આંકી સકસે. ખરી રીતે આમ હોઉં જોઇએ–



**"લવર્સની પ્યાસ ન કીસે બુઝાતી;**
**કીસનાં તો ચનકાં–બનકાંમાં જ મઝા માતી."**

જોયું! આનું નામ તે ભેજું–સેન્સ–અકકલ–બુધ્ધિ સનસકરૂતમાં કેઉં તો 'મતિ.'

વલી લખેછ કરીને–

**"પ્રણય કલહે વહે આંસુ, ચુમે ચાંપી હ્રદય સ્વામીન**
**અરે એ એક પળ માટે જીવનનાં દાન ઓછાં છે."**

આય ગાયનમાં તો એવને તદ્દન ફેંકીયુંજ છે–જાને કે 'પ્રણય' એતલે કે 'પ્રેમ' અને 'કલહ' એતલે 'કજીઓ કંકાસ.' પ્રેમ કરવાને બદલે કંકાસ કરે તો માશુકની આંખમાં આંસુ આવે જ; અને છેવતે એનો દિલદાર એને રૂદયમાં ચાંપીને એવું મનાવે જ. કરવામાં લખેછ કે:–**"જીવનનાં દાન ઓછાં છે."** એતલે કે આખી જીંદગી એના પર કુરબાન કરે તો બી ઓછું છે. કેતલું હમ્બગ! બાવા. નઇ આવરે તો નઇ લખો! પન આમ ગપ–ગોલા કાય ફેંકોછ? જોવ, હવે હું આય

## આય સું ! ?!



મારા ભેજાંની કમાલ દેખરાઉંછ.

**"કલહ કરતાં વહે આંસુ**
**માસુકની આંખમાંથીને;**
**પ્રનય કરતાં હસે માસુક**
**જીવનનાં સુખ ઓક્ખાં છે."**

જોયું ! આનું નામ તે...બોલોની 'અક્કલ' ! બોલતાં નઇ આવરતું ? પેલા નાતકવાલાઓ કેછ તેમ:–છે બુદ્ધિ કોઇના બાપની ?

જો, સીરીન ! તુંને જોઉં હોય તો, સોજામાં સોજું, સુધરેલી ઢબછબ પરમાને બાબતવાલું, આય 'રતિ–મદમ'નું નાતક હમનાં પરીયુંછ. થોરાજ દિવસ અગાઉ મેં એ જોએલું કેતલું સરસ ! ભાસા બી સરસ, ગાયનબી સરસ અને બધું સરસ. આય હિંદુઓ ગાયન લખેછ પન એક સીંગલ વર્દબી ઇંગ્લીસનો નહિ મલે; એથી ગાયનનો મોજ ઉડી જાયછ, પન આય રતિ–મદમના નાતકમાં તો લેખકે હદ વાલી નાંખીછ. કેતલાંક ગાયનમાં તો ઇંગ્લીસ વર્દઝની જરાબી કંજુસાઇ કીધી નથી. ગુજરાતી ગાયનમાં ઇંગ્લીશ વર્દઝ મુકવાથી ગાયનની બ્યુતી વધેછ, તે બાબતથી હિંદુ લોક અંજાન છે. હું તો એમ કેઉંછ કે જયાં સુધી તે લોકો ગુજરાતી અને સનસકરૂતનું મિક્ચર કરવાનું નઇ છોરે અને ગુજરાતી અને ઇંગ્લીસનું મિક્ચર કરવાનું નઇ સીખે ત્યાં સુધી તેઓ કોઇ પન દારો, કોઇ પન થેકાને, કોઇ-પન દેશમાં, બહાર બી ઘેરમાં બી, બૈરી આગળ બી, ઉનત દશા નઇ ભોગવે તે નઇજ ભોગવે.

ફક્ત આય રતિ–મદમના લેખકજ મારા ફ્રેન્ડ



થવાને લાયક છે, રૂસ્તમ તું એવનને એક દિવસ અંઈ લઇ આવ અને હું કોન છેઉં ! મારી કેટલી લાયકાત ! અને અને હું કેવો વિદ્વાન છેઉં ! તે બધી બાબતથી એવનને મારી સાથે ઇન્ત્રોડયુસ કરાવ સમજીયો ?"



"અરે પેસ્તન ! તુંબી ભેંસનો ભાઇ લાગેછ ! આતલું લાંબુ લેક્ચર કરવાનું તુંણે કોણે કીધું'તું ચાલ, તારો લવારો બંધ કર. જો આય ઘરીઆલમાં તન તો થીયા. કેથેબી ચાલને–મરને ! તું કહે એમ કબુલ."

"રૂસ્તમ ! તું આય વિદ્વાનનું ઇનસલ્ટ નઇ કર. હું, તુંને ખરૂં કેઉંછ. ચાલ આજે પેલો '**રતિ–મદમ**'નો નાતક પાછો પરીયોછ તે જોવા જઇએ."

× × ×

રવિવારે રતિ–મદમનો ખેલ જોયા પછી બીજા દિવસે સોમવારે રૂસ્તમજી પોતાની ઓફીસે ગયા અને હેટ ઉતારી ખૂરશીમાં અરધા બેઠા ન બેઠા ત્યાં તો ખાદીના પોશાકમાં સજ્જ થયેલા એક યુવકે, ઓફીસ–દ્વારમાં પ્રવેશ કરતાં કહ્યું–"સાહેબ, ટાઇમ્સ ઓફ ઇન્ડીઆમાં, ગુજરાતી અને અંગ્રેજી કોરસપોન્ડસ ક્લાર્ક માટેની આપની જાહેર–ખબર વાંચી છે; અને તે જગ્યાનો હું ઉમેદવાર છું." કહી વંદેમાતરમની રૂઢીમાં પ્રણામ કરી વિનયથી ઉભો રહ્યો. સાહેબનો પાવર નવાણું ડીગ્રી પરથી સવાસો ડીગ્રી સુધી પહોંચી ગયો: "ડેમબરૂટ, તદ્દન નાલાયક, કંઇ એતીકેટ શીખીયાછ કે નઈ ? બાવા, આય કંઇ તમારૂં ઘેરબેર

**આય સું!?!**



છે કે પૂછતા કરતા નઇ અને અંદર ઘુસ્યાજ આવોછ !

× × ×

છેવટે, અંગ્રેજી ઉપરનો સારો કાબુ જાણી, રૂસ્તમજીએ, તે યુવકને ચાલીસ રૂપીઆના પગારથી નોકરીમાં રાખ્યો. એક દિવસ રૂસ્તમજીએ, તેને પોતાના મિત્ર પેસ્તનજી પર જમણનો ઇન્વીટેશન પત્ર સમજાવ્યા પ્રમાણે લખવાનું કહ્યું: લખ્યું.—



**પ્રિય ભાઇ પેસ્તનજી,**

હાલમાં ઘણા દિવસથી તમારો પત્ર નથી. આપની કૃપા–દ્રષ્ટિ કાંઇ ઓછી થઇ લાગેછ. પણ ખેર...આવતા રવિવારે પ્રિય સીરીનની વર્ષ–ગાંઠ છે; તો તે શુભ પ્રસંગે આપ તથા આપનાં ધર્મ–પત્નિ સહ પધારવા નમ્ર વિનંતિ છે.

લી૦ **રૂસ્તમજી**ના સ્નેહવંદન.

કાગળ લખી રૂસ્તમજીને વંચાવ્યો. વાંચતાંજ શેઠ તો લાલપીળા થયા અને કહ્યું—"તમે કંઇ ગુજરાતી ભાસા સારી કાની સીખીયાછ કે નઈ? આય સું બધું ભુસી મારીયુંછ? એટલું સાધારણ બી લખતાં નઇ આવરતું?"

"સાહેબ, એ તો સંસ્કૃતમય સંસ્કારી શુદ્ધ ગુર્જર ભાષામાં લખ્યું છે."

"એ તો લખીયું લખીયું તમે સનસકરૂતવાળી ભાષા! કઈ નિસાળમા ગુજરાતી સીખીયા'તા?"

"સાહેબ, ગુજરાત વિદ્યાપીઠની વિનિતની પરીક્ષામાં



ગુર્જર ભાષામાં હાઇએસ્ટ માર્કસ મેળવ્યા છે.”

“એ જોયાં જોયાં તમારાં પોથાં ! મીડા વગરનું લખાન લખે, એમાં સું વલયું ? ભાસા તો એવી હોવી જોઇએ કે નાનલો પોરીઓ બી વાંચી શકે અને સમજી શકે. તમે “જામે-જમસેદ” કાંય નઈ વાંચતા ? વાંચોની વાંચોની એતલે તમેબી સુધરો અને તમારી ભાસાબી સુધરે !”



“પણ સાહેબ, અમારી ભાષા તો સુધરેલીજ છે. હજી પણ તેમાં અવનવા ફેરફાર થયાજ કરે છે. અને શુધ્ધ બને છે. અમારા ગુજરાતી કવિઓ અને સારા લેખકોએ એ તરફ પુરતું લક્ષ દોર્યું છે.”

“અરે જોયા જોયા તમારા કવિઓ અને લેખકો અકસર પર અકસર જોરે અને કંઇને કંઈ ધતીંગ લખે કે સાલાં પ્રોનાઉનસીએસન બી ન થઈ શકે. એક વાકય લખે તેમાં કરીયાપદ કાં લખે અને કરતા કાં લખે ! કર-મને તો અધીયારૂં રે’વાદે. એવું એવું ધંગધડા વગરનું કચરાપતી લખે તે મગજમાંજ ન ઉતરે ! એના કરતાં તો મારો પેસ્તન કવિ સારૂં લખેછ. ચાલ બા રે’વાદે રે’વાદે, એ તારી વાતથી તો હું કંતાલો કંતાલો ખાઈ ગીયોછ. વાતમાં કંઇ થેકાનું નઇ અને નકામો મારો તાઇમ વેસ્ટ કીધો—એમ કહી તે યુવકનો લખેલો કાગળ ફાડી નાખી વેસ્ટ-પેપર બાસકેટમાં નાંખ્યોઃ—“જો બાવા હું લખું તે



પર ધ્યાન આપ અને સીખી લે" કહી રૂસ્તમજીએ તે કાગળ લખવા માડ્યોઃ-

**દિલોજાન દોસ્ત પેસ્તન,**

હમનાં ધના દિવસ થયાં તારા કાગજો નથી. તું રીસાયો છે કે સું? ભલે તે વાત પછી, પન આવતા રવીવારે ડીઅર સીરીનની વરસગાંઠ છે. તેમાં તુંને તથા તારી ગુલાંને આવવા ધનીજ વિનંતી છે.



લી૦ તારો સદાનો દોસ્ત **રૂસ્તમ.**

કાગળ લખી પાડ્યો. થોડા દિવસ થયા અને આવી જાતનો પત્ર આ યુવકને લખવાનો પ્રસંગ આવ્યો. તેમાં પણ આગળના જેવીજ બીના થઇ અને રૂસ્તમ શેઠ ગુસ્સે થયા. જાતેજ જાણે તેને શીખવવા ન બેઠા હોય, તેમ તેની પાસે લખાવવા માંડયું. પણ યુવકને તો સંસ્કારી ભાષાનો ચેપ લાગેલો હોવાથી, રૂસ્તમ શેઠના પારસી-ગુજરાતી વર્ડઝ પણ જાણે અજાણે શુધ્ધ લખાઇ જતા, ત્યારે શેઠનો તાવ તો થરમામીટરની પણ હદ ઓળંગીને આગળ વધતો. તે વખતે આ યુવક અવાચક જેવો થઇ તેમના મોંઢામાની વીજળીક જડપ ધારતી જીભ સામું જોઇ રહેતો; ત્યારે શેઠનું બોયલર કંઇ વધુ ગરમ થતું અને ગર્જના થતીઃ—"બાવા અંદર જોવ મારા મોંન્ના સામું સું જોઇ રહ્યાય."

શેઠની આ વધુ પડતી ગરમી આ યુવકથી સહન થઇ શકી નહિ, તેણે મહીના અગાઉથી છુટા થવાની નોટીસ આપી. નોટીસનો મહીનો પુરો થયો અને તે પગાર લેવા ગયો. શેઠે પગાર આપ્યો અને પગાર-બુકમાં સહી કરવા



કહ્યું. તેણે સહી કરીઃ—

**અમૃતલાલ કે. અધ્વર્યુ.**

શેઠે એક વીર-ગર્જના કરીઃ-"આય સું? આય તમે સું ભુંસી મારીયું? બાવા ચોખ્ખું લખોની? આય સું અકસર પર અકસર-જોરી મરોછ?"



આપણા આ યુવક અમૃતલાલભાઇને રૂસ્તમ શેઠના સહેવાસથી, આવા નામો શી રીતે વખવા તેનો થોડો અનુભવ થયો હતો એટલે; "નાનલો પોરીઓ બા સમજી શકે" શુધ્ધ ભાષામાં ફરીવાર વખ્યું:—

અમૃતલાલ કે. અધ્વરીઠયુંની સઈ.

આથી શેઠને કંઇક સંતોષ થયો અને અમૃતલાલ નોકરીથી છુટા થયા. ત્યાર પછી તેમનું શું થયું તે હું જાણુતો નથી.





# હાય, હાય, બાંમણનો અવતાર!!!

**થોડીક પ્રસ્તાવના.**

**મા**રાં માજી એટલે કોઇ ખુદાના ઘરનું માણસ. સાક્ષાત ધર્મનો અવતાર. ખરૂં કહીએ તો– પરમેશ્વરની પંચાત યાને ધર્મના ધતીંગનાં ઇજારદાર. કથા–વાર્તા, ભાગવત, રામાયણ મહાભારત વિગેરેનાં એ અઠંગ અભ્યાસી, (સાંભળવામાં) એટલે ધર્મની બાબતમાં એ એક્કા હતાં. ધર્મની કોઇપણ ગુંચવણ ભરેલી બાબતનાં નિવારણ જે ભલભલા શાસ્ત્રીઓ અને પંડિતો ન કરી શકે, તે, મારાં માજી એકજ વાકયમાં કરી દેતાં;–"ધર્મની કોઇપણ બાબતમાં વ્હેમ રાખવો કે શંકા કરવી એ મહાન પાપ છે." એ શબ્દો એમના હૈયે ન ભૂસાય એવી રીતે કોતરાયા હતા. એ શબ્દોથી એમણે ઘણાઓની ગુંચવણ ભરેલી શંકાઓ દૂર કરી હતી. એમનો અભિપ્રાય એ હતો કે, "આપણો ધર્મ ખુદબેખુદ પરમેશ્વરે ઉતપન્ન કર્યો છે, એટલે આપણાં શાસ્ત્રો–પુરાણોમાં જે બધી વાતો લખી છે, તે બધા વિચારો પરમેશ્વરના છે. પરમેશ્વરના વિચારોથી



ઉત્પન્ન થયેલાં શાસ્ત્રો-પુરાણોમાં ભૂલ કાઢવાનો અથવા શંકા કરવાનો આપણને શો અધિકાર છે? છતાંએ આપણે પરમેશ્વરની ઉપરવટ થઇ તેમની ભૂલ કાઢીએ, અથવા શંકા કરીએ તો આપણે નર્કનાં અધિકારી છીએ, શંકાઓ કર્યા પછી ગમે તેટલું પૂણ્ય કરીએ તોપણ આપણને સ્વર્ગ મલતું નથી કે આપણો ઉદ્ધાર થતો નથી." આ મુજબના વિચારો, મારાં ધર્મચુસ્ત માજી ધનબાઇના હતાં. ઘણી કથા-વાર્તાઓ સાંભળ્યા પછી ઉપર મુજબનું જ્ઞાન આટલે દરજ્જે સુધી એ મેળવી ચુકયાં હતાં. ધર્મનાં એ મૂળ-તત્વોએ, એમના હૃદયમાં એવાં ઉંડા મૂળ નાંખ્યાં હતાં કે ન પૂછો વાત! મારી મુશ્કેલીઓનો જરા પણ ખ્યાલ કર્યા સિવાય ધર્મના ધત્તીંગને જ્યારે ત્યારે વચમાંજ ઉભું રાખે. ત્યારે, હું, તેમને સાચો ઉપદેશ કરી, સમજાવવાનો ઘણોએ પ્રયત્ન કરતો, પણ કોણ જાણે કયા કથાકારોએ, કયાં પુરાણીઓએ કયા ગાગરીઆ ભટોએ, પોતાની સચોટ વાણીથી, આ ડોસીના ભેજામાં આ બધું અગડંમ-બગડંમ ડોકી બેસાડયું હતું કે તેમાંથી એક રતિ માત્ર ખસતું નથી?...હવે હું કંટાળ્યો છું. એ ધર્મ-ધતીંગના હુમલાઓ વારંવાર મારા પર થયા કરે છે. અને તેથી મારે કેટલું સહેવું પડે છે તે હવે જુઓ:—



**ગ્રહણના દિવસે.**

મારાં માજી એ ગુજરાતનાં ગામડીઅણ હતાં. મુંબાઇ આવ્યા પછી, પોતાની ભાષામાં થોડો પણ ફેરફાર કરવા



"બાંમણુ થઇને જે માણસ બાંમણના ધરમની નીંદા કર, ઇન કોઇ દા'રો છુટયા-વારો-સ?"

## હાય, હાય, બાંમણનો અવતાર!!!



એ હતાં; કારણ કે સ્વગામની માતૃભાષા પ્રત્યે એમને વિશેષ ચાહ હતો. કોઇ કોઇ પ્રસંગે હિંદી અથવા મરાઠી ભાષા બોલવાનો એ પ્રયત્ન કરતાં હતા. પરદેશી ભૈયાઓ અને વાસણ માંજનારા ઘાટીઓ, તેમની ભાષામાં ન સમજે, એને અંગે જ એમને એ ભાષા બળાત્કારે બોલવાનો પ્રયત્ન કરવો પડતો. આટલા ટુંક વિવેચન પછી એક દિવસ હું ઓફીસમાંથી જરા મોડો આવ્યો. કામકાજની ધમાલમાં આજે ચંદ્રગ્રહણ છે એ વાત જ ભૂલી ગયો. કપડાં ઉતારી ઘરમાં આમતેમ ફરતો હતો. ત્યાં તો પાડોશીના ઘરમાંથી માજીની સ્વારી પધારી. મને આમ ઘરમાં છુટે છેડે મ્હાલતો જોઇ, જેમ કોઇ વિજળી જમીન પર તૂટી પડે તેમ ધર્મના ધત્તીંગ સાથે મારા પર તૂટી પડયાઃ— "હાય, હાય અભરાઇ માર્યું! પીટયા છબલાએ આખું ઘર અભરાઈ માર્યું! હાય, હાય, મારા તે શા ભોગ લાગ્યા કે મી આ છૈયાને અંગ્રેચી ભણાવ્યો.! અરેરે! બાંમણના અવતારે, આજ ગણ્યના દાડે, તું આખા ઘરમાં અડયો તે તને જરાએ વિચાર ન આવ્યો? ધીક પર્યો તારા અવતારમાં અને ધીક પર્યો તારા ભણતરમાં!" હું તો અવાચક જેવો થઇ તેમની મુર્ખાઇ પર અફસોસ કરતો એક ખૂણામાં ગુપચુપ ભરાઇ બેઠો. માજીએ તો હાંકે રાખ્યું: "હાય, હાય, બાંમણના અવતારે, આપણે ધરમ ન હાચવીએ તો આવતા ભવમાં આપણી શી વલે થાય! કસ્તુર કાકાએ તે દિવસે કહ્યું'તું કે, 'આજ કાલના અંગ્રેચી ભણેલા બધા



વટલઇ ગયેલા' એ વાત હાચી હોય એમ લાગેસે, કુણ જાણે અંગ્રેચીમાં એવા બળ્યો હું અવગુણ અ...હ. ક જે, એ બોલી ભણે એ ધરમ જ ભૂલી જાય. પેલા બાપરાહા ચંદરને રાહુએ ગળ્યો સ એથી ઇનં મા, મા, દુઃખ પડતું અ..હં: ઇનો તનં જરાય વચ્ચાર સ? આજ તો ઘરમાં ચ્યાંય



અડાય નં; અડીયે તો બધું અભરાઇ જાય." મને ગુપચુપ બેઠેલો જાણી, માજી હવે જરા ધીરાં પડયાં; "તું વચાર વગરનો થઇને આખા ઘરમાં જેમ ફાવે તેમ માલ્યો એટલં આખું ઘર અભરઈ જ્યું જો આ ગાદલાં, તકીઆ, સાદડી, વાહણ, લુગડાં બધું ધોઇ નાંખવું પડશે. પણ જો હાંભળ્ય, અડયો તે કાંય ન અડયું થવાનું નથી; પણ આજ તારાથી ઉંઘાય નઇ." હું વચમાંજ બોલી ઉઠયો, "પણ મા, આજ તો હું કામ કરીને એવો કંટાળી ગયો છું કે આજ મારાથી ઉંઘ્યા વગર ચાલશે જ નહિ." માજી આશ્ચર્યમાં પોકારી ઉઠયાં:—"હાય, હાય, એ હું બોલ્યો—! બાંમણના અવતારે, આજ ગણ્યના દાડે ઉંઘાય કાંય? ગણ્ય છુટયા પેલાં ઉંઘવાનું મા' પાપ સ; એ તને કાંય ખબ્બરસ?" હું તો રીસમાં જ બોલી ઉઠયો "ગ્રહણના દિવસે ઉંઘીએ એમાં પાપ શાનું? એ તો પૃથ્વીનો પડછાયો ચંદ્રપર પડે છે એટલે ગ્રહણ થાય છે; એમાં વળી પૂણ્ય અને પાપ કયાંથી આવ્યું? આવાં આવાં ધત્તીંગ માજી તમને કોણે શીખવ્યાં?" માજીનો મિજાસ હવે હાથથી ગયો—"બેસ, બેસ, ડાહ્યલા! આ બધાં ધરમ શાસતર કીએ એ ખોટું અને તું આજ



કાલનો કીએ એ ખરૂં ! ખબરદાર જો મારા ધરમની જરાપણ નંદ્યા કરી સ તો! જે માણસ ધરમની નંદ્યા કર સ તે રૌ રૌ નરકમાં જાય સ, એ તને કયાં ખબર સ! ધરમ કેને કે'વાય અને સેવો વોય એતો ખબર નથી, અને મારા હાથી જક કરવા જાય સ ! પેલા બસ્યારા ચંદરનં રાહુએ ગળ્યો સ, હેની તો વાત કરતો નથી અને પરછાયા પર્યાની વાત કર સ ! જો આવી જુદી જુદી વાતો કરે, તો નર્કમાં જયે, હમજ્યો !"



માજીના આ ઉપદેશને ના છુટકે માન આપી, હું એક સાદડી પાથરી જાગરણ કરતો બેઠો. થોડીવાર થઇ ત્યાં તો મારી આંખમાં નિદ્રાદેવીએ પ્રવેશ કર્યો, આંખ મીંચાઈ અને હું સાદડી પર ઢળી પડયો. રાતના બે વાગ્યા ત્યાં તો માજીની સ્વારી પાડોશમાંથી પધારી મને ઉંઘતો જોઇ બોલ્યાં "છબલા ! એ છબલા ! અલ્યા ઉઠય. હાય, હાય, બાંમણનો અવતાર ને તું ઉંઘ સ એ હું !" એ ધરમના ધતીંગવાળી મારી ડોસીએ, મને ભર ઊંઘમાંથી ગોદાવીને ઉઠાડયો હું તો આંખો ચોળતો, મોંઢા પર ક્રોધનાં ચિન્હો ઉત્પન્ન કરી બરાડી ઉઠયો-"બળ્યો તમારો બાંમણનો અવતાર ! બાંમણનો અવતાર કરીને મારો જીવ લેવા બેઠાં છો. એક તો આખો દિવસ મહેનત કરવી અને થાકયા પાકયા ઘેર આવીએ ત્યાં તમારો બાંમણનો અવતાર વિતાડે, હવે હવે તે મારે શું કરવું ? ખાવામાં બાંમણનો અવતાર ! ધોવામાં બાંમણનો અવતાર ! અભડાઇ જવામાં બાંમણનો



અવતાર ! તમારી વાતમાં જ્યાં જોઈએ ત્યાં બાંમણનો અવતાર ! હવે બાંમણના અવતારને તો તમારે શું કરવો છે ? ઓઢવો છે કે પાથરવો છે ?" મારા આ શબ્દોથી મારા માજીને તો પગથી તે માથા સુધી ઝાળ ઉઠી અને લાલચોળ આંખો કરી પોકારી ઉઠ્યાં–"હાય, હાય, પીટયો છબલો બાંમણના ધરમમાંથી જ્યો, હાય, હાય, પીટયો વટલઇ જ્યો લાગ સ. હાય, હાય, પીટયો બામણના અવતારની નંદ્યા કર સ. હાય, હાય રે છબલા ! મનં શી ખબર કે તું અંગ્રેજી ભણી આ બાંમણના અવતારનં વટલાઇ મારે ! અરેરે, અમં હું હું કરૂં ? છૈયો બાંમણમાંથી જવા માંડયો ! એ ડાઇ બુન આંય આવાં ! એ રૂખમણી બુન આંય આવાં એ બાલકીશનભાઇ આંય આવાં ! એ કસ્તુર કાકા આંય આવાં ! મારા છબલાને કોઇ હમજાવાં; આ તો બાંમણના ધરમની અનં બાંમણના અવતારની નંદ્યા કર સ. પીટયો ધરમમાંથી જવા બેઠો–સ." મારાં માજીને જાણે કોઈ વાઘે પકડયા હોય અને જેમ બૂમ પાડે તેમ બરાડા પાડીને આખી વાડીના માણસોને ભેગાં કર્યાં. હું તો માજીને પગે પડી વિનવવા લાગ્યો ? "અરે, માજી તમે આમ નાહકના બરાડા પાડી શીદ મારી તમારી ફજેતી કરો છો ?" પણ માજી તો બાંમણના અવતાર પર એવાં આદુ ખાઇને મંડેલાં કે આખી વાડીનાં માણસો એક પછી એક મારે ત્યાં જમા થવા લાગ્યાં. કોઈ કહે કે મારામારી થાય છે. તો કોઇ કહે, ચોર આવ્યો છે. તો કોઈ કહે, ખૂન થયું છે. તો કોઈ

## હાય, હાય, બાંમણનો અવતાર !!!



કહે, બાંમણનો અવતાર થયો છે. તો કોઈ કહે, એ તો મા–દિકરો વઢે છે. તો કોઇ કહે, અલ્યા ગ્રહણના દિવસે આ વળી સાપ ક્યાંથી નીકળ્યો ? આમ જાતજાતના અભિપ્રાયો પ્રેક્ષક વર્ગના ભેજામાંથી નિકળવા લાગ્યા. આ દરમ્યાન અમારા માજીનું ભાષણ તો ચાલું જ હતું. આવી બાબતમાં સલાહકાર તરીકે અમારા પાડોશી કસ્તુરકાકા (ફૈબા જેવા) મુખ્ય પાઠ ભજવતા. તે બહારથી આવ્યા અને જ્યાં પ્રેક્ષક--વર્ગના આવડા મોટા સમૂહને જોયો કે તરતજ કાંઇ મારામારીનો કીસ્સો હશે એમ જાણી, હાંફલા ફાંફલા, લોકોના ટોળામાં ધકકા મુકી કરી મોખરે આવી પહોંચ્યા. ફૈબાએ જેવાં કસ્તુર કાકાને જોયા કે માજીના જીવમાં કઇંક જીવ આવ્યો. કસ્તુર કાકાને જોઈ માજીની ધર્મ—ભાવના એકદમ જોરથી ઉંકળી--"હાસુ કે'જો કસ્તુર કાકા ! બાંમણ થઇને જે માણસ બાંમણના ધરમની નીંદા કર. ઇનં કોઇ દારો છુટયા--વારો--સ ? પીટયો એક કલાકથી ધરમની નીંદા કરે જાય સ અને આટલાં માણસ ભેગાં કર્યાં" હું વચમાંજ બોલી ઉઠયો--"માણસો મેં ભેગાં કર્યાં કે તમે ?" "બેસ, બેસ, મૂર્ખા ! ધરમની વાતમાં કાંઈ હમજતું નથી અને ખાલી લવલવ શેનું કર--સ ? બસ્યારી ડોરીનં એક કલાકથી એરાંન એરાંન કરી મૂકી !" ફૈબા જેવા કસ્તુરકાકાએ માજીની તરફેણમાં ઉતરી ભસવા માંડ્યું. અમારા આ ફારસથી ભેગા થયેલા લોકો તાળીઓ લઇ હસવા લાગ્યા. એક તરફ માજીનું લેકચર ચાલતું હતું અને બીજી તરફથી પ્રેક્ષકોના ભિન્ન ભિન્ન



અવાજો મારા કાનને અથડાતા હતા. એક કહે; "આ ઉલ્લુ જેવો બુઢ્ઢો કાકો શું બકે છે?" બીજો કહે; "ના, ના, એમાં બુઢ્ઢાનો વાંક નથી. એ તો પેલી ડોસી ધરમનો અવતાર લઈ આવી છે." ત્રીજો કહે: "આ તો બાંમણ--ભઈના ભવાડા! કુત્યરામાં હંપ વોય તો બાંમણમાં હંપ વોય!" આવા તરેહ તરેહના વાકયો મારા કાનમાં વારંવાર અથડાયા કરતાં હતાં. મારો તો પિત્તો એવો તો ઉકળી ગયો હતો કે કાં તો હું નહિ કે આ ડોસી નહિ. પણ પાછું:- "ગમે તેવા પણ એ મારાં પૂજ્ય માતાજી છે ને! હશે, કંઈ નહિ, અજ્ઞાન છે!" એ વિચાર આડે આવતો હતો.



હું જ્યારે આ ફજેતો શમાવવાના વિચારમાં રોકાયો હતો, ત્યારે મારા માજીનું લેકચર પૂર જોસથી ચાલી રહ્યું હતું. બાંમણના અવતારનો કોઇ પણ વિષય બાકી ન રહી જાય એમ બતાવતાં માજી બોલ્યાં:—"હેં, ડાઇબુન! હાસું કે'જો પેલા સપ્તાવાળા મહારાજે નંતું કયું કે, સોરાશી લાખ અવતાર બદલીયં તાણું બાંમણનો અવતાર આવં. અરેરે, ઇમાનું આ છૈયો છબલો કાંય હમજતો નથી. તમારા હમ, જો, હવારમાં ગાયતરીનો એકે અસ્લોક ભણતો વોય તો! છૈયા છબલા! હાય. હાય, આમ ન કર, આ બાંમણનો અવતાર ફરી ફરી નથી આવતો. ડાઇ બુન, રૂખમણી બુન, કસ્તુરકાકા, બાલકીશનભાઈ, તમે બધાએ ભેગા મળીને મારા છબલાનં કાંઇ હમજાવવાં. આ તો પીટયો બાંમણના ધરમમાંથી જવા બેઠો--સ."

## હાય, હાય, બાંમણનો અવતાર ! ! !



મારાં માજીનું લેક્ચર બંધ થયું ત્યારે જ અમારી વાડીનો પ્રેક્ષક--વર્ગ વેરાયો. મારા પસ્તાવાનો પાર ન રહ્યો. મારે શું કરવું અને ક્યાં જવું એનો વિચાર કરતો હતો, ત્યાં તો મારા માજી ઉવાચઃ- "છગલા, જા નઈ લે. ગણય છુટી જ્યું-સ" મેં નાહી લીધું અને માજીએ ઘરમાંનો બધો સામાન એક પછી એક બહાર કાઢી ઢગલો કરવા માંડયો, એટલામાં પહેલે માળથી એક અવાજ આવ્યોઃ "કેમ માજી, રૂમ ખાલી કરો છો ? મને કહેજો મારે રાખવી છે." બીજા માળથી બીજો અવાજ આવ્યોઃ "માજી પાઘડી જોઇએ તો લેજો, પણ રૂમ મને આપજો." ભોંયતળીએથી ત્રીજો અવાજ આવ્યોઃ "માજી અહીંથી ક્યાં જવા વિચાર રાખ્યો છે ?" એટલામાં ત્યાં આગળથી પસાર થતા ભાડાવાળા ભૈયાનો અવાજ આવ્યોઃ—"ઓ, માજી ! બીના નોટીસ રૂમ ખાલી કરતે હો વો કીસ કાયદાસે? નોટીસકા ભાડા નહિ છોડેંગે." માજી આ સાંભળી લાલપીળાં થઇ પોકારી ઉઠયાંઃ—"અરે ભલા માંણસ ! તમનં બધાંનં કાંય અક્કલ સ—કે, વેચી ખાધી—સ ? ભાઇ, ઓઇરી કાંય ખાલી કરતી નથી. આતો ગણયમાં છૈયો છગલો અડીજ્યો—સ, અનં બધું અભરાઇ માર્યું—સ. એટલં ઓઇરી ધોઇ નાંખવા, આ બધો સામનં બાર કાઢયો—સ." 

આ ગ્રહણનો દિવસ આમ મુશીબતમાં પત્યો. હવે કોઇ કહેશો કે આ બાંમણના અવતારળાં ડોસીને મારે કેમ સમજાવવાં ? અરે, ભલભલા વિદ્વાન આવે, તો યે ન સમજે. એ તો પેલા સમાહીયા મહારાજ, ભાગવતીયા ભગત અને ગાગરીઆ ભટ એવા એવા આવે તો જ મારા માજી સમજે !




## ખ ડ પો

આ હાસ્યરસનું નાટક, "મીનળ મુંજાલ" નાટકના એક પ્રવેશની રમુજી પેરેડી છે.

### પાત્રો

**લોજીકા.**

લોજપ્રદેશ (ભોજનશાળા) ના એક ભાગની લોજીકા–રાણી.

**લોજનાથ.**

લોજપ્રદેશ (ભોજનશાળા) ના એક ભાગનો રાજા. × ×

**ખડપેશ્વર.**

લોજનાથનો (ખડપાધારી) દંડ નાયક. × × × ×

**ઓર્ડરસિંહ**

લોજીકાનો (આજ્ઞા કરનાર) સેનાધિપતિ. × × ×

**સ્થળ.**

ચુલાસનની રંગભૂમિ.

**સમય.**

બપોરના બાર વાગ્યાનો.

**લોજીકા.**

(ખડપાધીર પાકશાસ્ત્રીઓને ઉદ્દેશીને)

મારા બહાદુર ખડપાધીર પાકશાસ્ત્રીઓ! આજે આપણા



દરબારમાં લોજ પ્રદેશના, રાજા લોજનાથના દંડનાયક ખડપેશ્વર અત્રે પધારવાના છે. તે એક પ્રતિષ્ઠિત દંડનાયક હોઇ તમારે તમારા ખડપાઓનો મુકાબલો તેમની સાથે કરવો નહિ. મારી બુદ્ધિથી આજે તેને મહાત કરવો છે— તેનું અભિમાન ઉતારી, તેના ખડપાનું જોર નિચું નમાવવું છે.



**દ્વારપાળ**

મહારાણીજી, લોજ પ્રદેશના દંડનાયક ખડપેશ્વર અત્રે પધારે છે.

**લોજીકા**

ઓર્ડરસિંહ! માનસહિત તેમને અંદર લાવો.

**ઓર્ડરસિંહ**

જી, હા—પધારો ખડપેશ્વર પધારો.

**ખડપેશ્વર**

( રૂઆબથી ) કયાંથી ?

**ઓર્ડરસિંહ**

આ રસોડાની નાની બારીએથી.

**ખડપેશ્વર**

છટ, છટ, ખડપેશ્વર નમીને આવશે ? નહિ નહિ કદી નહિ, (મ્યાનમાંથી ખડપો કાઢી બારી તોડી અંદર આવે છે.)

**લોજીકા**

(વીનયથી) પધારો ખડપેશ્વર પધારો, બહાદૂર પાકશાસ્ત્રીઓમાં ઉંચ્ચે દરજ્જે પહોંચેલા તમે એક વીર અને



પ્રતિષ્ઠિત પાક શાસ્ત્રી છો, જેથી તમારો માન મરતબો આજ રવિવારના જાહેર તહેવારમાં 'દુધપાક જલેબી'ના સ્વાદીષ્ઠ ભોજનથી સાચવવામાં આવશે.

ખડપેશ્વર

(અભીમાનથી) મને તમારા માન-મરતબાની જરૂર નથી–પરંતુ મારા રાજાને તમારા જેવી એક રાણીની જરૂર છે.



લોજીકા

(આશ્ચર્યથી) શું...! તમારા લોજનાથને મારી જરૂર છે?

ખડપેશ્વર

હા, તમારી.

લોજીકા

હા, પરંતુ એક શરતે: તમે મારી સાથે વાક્ય–યુદ્ધ કરો; જો તેમાં હું હારૂં તો, મારે તમારા વચનને માન્ય રાખવું. અને જો તમે હારો તો તમારે તમારો ખડપો ઉતારી ચાલ્યા જવું: પ્રશ્નો ત્રણ છે.

ખડપેશ્વર

(વિચાર કરી) હા, કબુલ. કરો તમારા પ્રશ્ન.

લોજીકા

ખડપેશ્વર! ચુલાસનની જમણી બાજુએ દૂધપાકના ટોપ નજીક લખેલો પ્રશ્ન વાંચો અને જવાબ દો.

ખડપેશ્વર

( વાંચે છે )—

"લોજનું બંધારણ શું"





લોજીકા

હા, બોલો લોજનું બંધારણ શું ?

ખડપેશ્વર

શું, તે ખડપો! ખડપાથીજ દૂધપાક થઇ શકે છે, ખડપાથીજ દૂધ હલાવી શકાય છે, અને ખડપો લોજોનો જીવનો દ્ધારક અને બંધારણ છે. વધારામાં–ખડપાથી મવાલીઓને મારી શકાય છે, એટલુંજ નહિ પણ તેજ ખડપો પાછું હથીઆરનું કામ કરી શકે છે.

લોજીકા

નહિં, તદ્દન ખોટું. લોજનું બંધારણ ખડપો નહિં પણ કોઇ જુદીજ વસ્તુ છે. પાકશાસ્ત્રના કાર્યથી અજ્ઞાન પુરૂષને ખડપો આપી પ્રશ્ન કરો અને પછી મનમાં વિચારો કે "લોજનું બંધારણ શું ?"

આ પ્રશ્નમાં તમારી હાર છે. ચાલો હવે બીજો પ્રશ્નઃ– ચુલાસનની ડાબી બાજુએ, પાંતરાની કઢાઇની બાજુમાં લખેલો પ્રશ્ન વાંચો, અને જવાબ દો.

ખડપેશ્વર

( વાંચે છે. )—

**"દૂધપાકનો સ્વાદ શાથી ?"**

લોજીકા

હા, બોલો દૂધપાકનો સ્વાદ શાથી ?

ખડપેશ્વર

શાથી તે ખડપાથી. દૂધપાક જેવા પોષ્ટીક પદાર્થને સ્વાદીષ્ટ બનાવનાર ખડપોજ છે. દૂધપાકના આદીથી અંત



સુધીના ક્રિયાત્મક કાર્યમાં ઉષ્ણતાને ન ગણકારતાં, નિડરતાથી સ્વતંત્રપણે મહાલતો, એ ખડપો ન હોય, ત્યારે જોઇ લ્યો એ દૂધપાકની મજા! ટોપના તળીએજ ચોંટવાનો. પછી સ્વાદીષ્ટ મટી એ સ્વાદીષ્ટ બનવાનો. ત્યારે લોજીકાદેવી, તમેજ કહો કે દૂધપાકનો સ્વાદ ખડપો નહિ તો બીજું શું?



**લોજીકા**

ખડપેશ્વર! તમારી ગણતરી એક બાળકના જેવી છે. જો ખડપાથીજ દૂધપાકમાં સ્વાદ આવી જતો હોય તો પછી ખાંડનો કોણ ભાવ પૂછે? આ પ્રશ્નમાં પણ તમારી સંપૂર્ણ હાર છે.

**ખડપેશ્વર**

હા, પણ ત્રણે પ્રશ્નમાં હારૂં તોજ મારે હાર કબુલ કરવી. એવું મેં પ્રથમથીજ કહ્યું છે.

**લોજીકા**

ઠીક ત્યારે, ત્રીજો પ્રશ્નઃ—ચુલાસનની ઉંચે ધુમાડો જવાના ઝાળીઆએ લખેલો પ્રશ્ન વાંચો અને જવાબ દો.

**ખડપેશ્વર**

( વાંચે છે. )—

**લોજના ગ્રાહકો માટે વશીકરણ શું?**

**લોજીકા**

હા, બોલો! લોજના ગ્રાહકો માતે વશીકરણ શું?

**ખડપેશ**

( ઉશ્કેરાઇને ) હા, હા, એ પણ ખડપો. ખડપો હોય

લોજ



તોજ ગ્રાહકોને જાત જાતની રસોઇ કરી આપી વશ કરી શકાય છે. ખડપાની સાક્ષતા વગર બનેલી રસોઇ, ગ્રાહકોની જીવ્હાનો પ્રેમ નથી મેળવી શકતી. પ્રેમ એજ વશીકરણ, અને વશીકરણ એજ ખડપો. માટે ખડપોજ લોજોદ્ધારક અધિષ્ઠાતા હથીઆર છે, દેવ છે.



લોજીકા

ખોટું, એ પણ તદ્દન ખોટું. ખડપેશ્વર, લોજના ગ્રાહકો માટેનું વશીકરણ ખડપો નહિ, પણ કોઇ અન્યજ વસ્તુ છે. જુઓ આ છેલ્લા પ્રશ્નનો ઉલ્લેખ હું તમારી આગળ કરૂં છું. એ વશીકરણનો મુખ્યાધાર લોજોમાં અપાતા મિષ્ટ ભોજનો જેવાં કે—દુધપાક, જલેબી, માલપુડા, મોહનથાળ, મગજ, બીરંજ, ઘારી, ઘુઘરા વિગેરે વિગેરે છેઃ આ પૂછાએલા ત્રણે પશ્નમાં તમારી સંપૂર્ણ હાર છે. માટે અભિમાન છોડી દઇ, ખડપામાંજ સર્વસ્વ માંડી બેઠેલા ખડપેશ્વર તમારો ખડપો ઉતારી આપો; અને કોઇ—ગુરૂ પાસે શીખી આવી, મારા ત્રણે પ્રશ્નનો જવાબ આપી, તમારો ખડપો પાછો લઇ જજો.

ખડપેશ્વર

રાણી! ખરેખર, તમે મને છેતર્યો. મારી સરળતાનો તમોએ લાભ લીધો. પણ ફીકર નહિ. દુધપાક જમવાનું યુદ્ધ બાયલાઓ માટે છે, પણ દુધપાક બનાવવાનું યુદ્ધ મારા જેવા ખડપાધારી યોદ્ધાઓ માટે છે. પરંતુ હું હાર્યો છું, એમ તો કબુલ કરતોજ નથી. તમારા પ્રશ્નને માન આપી અત્યારે તો આ ખડપો ઉતારી આપું છું. પણઃ—

**આ ઉતરેલો ખડપો; શોભાવશે આ હાથને;**
**જ્યારે તમે સામા પગલે આવશો લોજ નાથને.**

(એમ કહી, ખડપો ઉતારી—રૂઆબભેર ચાલ્યો જાય છે.)

હાસ્ય  ધારા

## લૉજ

**ઘ**રમાં પગ મૂકતાંની સાથે જ મીસીસે ધડાકો કર્યો:— "ભોગ લાગ્યા મારા કે તમારી સાથે પાનું પડ્યું! મારી બાઈ, જરા તો માણસની રીતમાં સમજો!"

"પણ છે શું આટલું બધું? મને ભાયડાને તું 'બાઈ, બાઈ' કરીને દીધે રાખે છે; તો માણસની રીતમાં તું સમજતી નથી કે હું?"

"એમ જરાક બોલાઈ ગયું તો શું થયું? ભાયડા છો તે છો—થોડા જ મટી જવાના છો? ઓ હો હો...એમાં વળી વાદ શા અને વાંધા શા! એમ તો તમે તે દિવસે પેલી સભામાં ભાષણ કરતી વખતે મને 'બેન' નો'તી કહી?

"અરે ગમાર! એ તો ભાષણની શરૂઆતમાં, 'ભાઈઓ અને બેનો' એમ બોલવાની પદ્ધતિ છે. તને એકલીને મેં કંઈ કહ્યું છે?"

"કપાળ મારું" તેણે ઘાસલેટીયું મોઢું કરતાં છણકો કરી કહ્યું. "બધાંઓને કહ્યું એમાં હું પણ બોઇ હતી કે



નહિ? તમે તમારો જ એકડો ખરો કરો ને, એટલે બસ !"

"એમાં એકડો ખરો કરવાની વાત નથી. તને કમ–અક્કલને સમજાવીએ તો યે સમજતી નથી, અને ઉલટું પકડીને બેસે છે !"

"સમજશું હવે આવતા ભવે ! લ્યો આ ત્રીજો કાગળ ! ત્રણ ત્રણ કાગળ આવે, તો યે તમને કોઇ જાતનો વિચાર કે દયા નથી ! હવે તો હું ગયા વગર રહેવાની જ નથી. તમારી તો સાસુ પણ મારી તો મા ! તમારા મનને તો કંઇ નહિ, જાણે લોટે પાણી નાહી નાંખશું ! આ હૃદયમાં તો હવે ચીરા પડ્યા છે. તમને તેમાંનું કશું યે છે ? તેની આવી માંદગીમાં તેના ત્રણ ત્રણ કાગળ છતાં હું ન જાઉં તો પછી મોઇ હું દિકરી !" તેણે ડુસકાં ખાતાં કહ્યું.

'તું જાય તો પછી મારે જમવું ક્યાં ?"

"લોજમાં."

"પણ મારી તબીયત......" વાક્ય પૂરૂં કરૂં તે પહેલાં જ તે છણકી ઉઠી.

"ઓ હો હો...! મારી બાઈ, આખી દુનિઆં લોજમાં જમે છે ! તેમને તો કંઇ યે લોઢાં વાગતાં નથી ! બીજા કોઇને તબીયત જ નહિ હોય ! તમે એક નવાઇના તબીયતવાળા છો !"

"વળી પાછી મને તું 'બાઈ, બાઇ' કહે જાય છે!"

"એ તો ટેવ પડી. તમે મને કેમ 'બેન' કહી હતી ?"

"અરે, અક્કલના ઇસ્કોતરા ! તને સમજ નથી."



"છો અમારે નહિ હોય! હું તો કાલે જવાની, જવાની, અને જવાની. તમે તમારે લોજમાં ખાવું હોય તો ખાજો!"

"નહિ તો ?"

"નહિ તો હું શું કરૂં ? મારી માને મરવા દઉં ?" તેની આંખમાં આંસુ ભરાયાં.



મારા હૃદયમાં તેના પ્રત્યે ભાવ હતો; પણ તેની કેળવણીહીન કુહાડીના ઘા જેવી વાણી, મારા હૃદયમાં ખુંચતી હું તેની આગળ શિખામણના ઢગલેઢગલા ઠાલવી દેતો. પણ સ્વભાવ જ એવા પ્રકારનો હતો કે તે બધું વ્યર્થ જતું. અને સંસારમાં બને છે તેમ કેટલાક સંસારીઓની પેઠે, "હશે! શું કરીએ!" એમ ઉચ્ચારી ચલાવી લેતો,

બીજે દીવસે, મારા એક નજીકના સ્નેહી સાથે તેને દેશમાં પાઠવી દીધી, રાંધવાનું હાથે બનાવવાની આવડત કે હીંમત સેવકમાં ન હતી; એટલે એકાદી લૉજનો ('બોર્ડીંગ' શબ્દને ઘણાખરા ખરા ગુજરાતી હિંદુઓ 'લૉજ' શબ્દથી સંબોધે છે,) આશ્રય લેવો પડ્યો.

\+ + +

એક લૉજ વિષેનું હેન્ડબીલ વાંચી મારા પાડોશી અમથાલાલે કંઈ કે વખાણ કરેલાં, પણ લોજનો આશરો લીધા બાદ મારા અનુભવમાં જે આવ્યું છે તે વાંચક સમક્ષ રજુ કરવાની રજા લઉં છું.

લૉજમાં જમનાર દરેક ગ્રાહકને એક પાસ આપવામાં આવે છે નાટક અથવા રેલ્વેના ડોરકીપરની જેમ, ત્યાં પણ



એક ડોર-કીપર હોય છે. તેની પાસે ચેક કરાવ્યા બાદ જમવાની પરવાનગી મળે છે. કુપનબુક ખરીદી હોય તો, નાટક કે સીનેમાની જેમ, તેમાંથી એક પાનુ ફાડી આપ્યા પછી અંદર દાખલ થઇ શકાય છે. આ કુપનબુકનાં જેટલાં પાના ફાડી આપીએ, તેટલાં માણસને આપણે દાખલ કરી, જમાડી શકીએ છીએ.



તેમની આ વ્યવસ્થા-શક્તિ માટે, મને તેમના માનની લાગણી ઉત્પન્ન થઇ. આપણા આ દેશીઓ, ભોજન-શાળાઓની અંદર પણ આવી સુંદર સીસ્ટમથી કામ કરી જાણે છે. તે જોઇ, મારા ચ્હેરા પર એક હાસ્યરેખા ફરીને વિલીન થઇ. કારણ શું?

કારણ એમ છે કે, અંદર દાખલ થયા પછી, તેજ દિવસે થયેલો અનુભવ! અને તે પછીના ઘણા દિવસના ઘણા અનુભવઃ—

ઘાંટા પાડી પાડીને બેસી ગયેલા, ઘાસલેટીઆ કરકશ અવાજથી ઓર્ડર-માસ્તર પોકારે;—

"ચાલ છોકરા! જરા જલદી ચાલ! પગ ઉપાડ!"

"બ્રાહ્મણ-રૂપમાં બહેચરભાઇને, બટાટાનું શાક આવે!"

"ચાલ છોકરા! ચીમનભાઇને ચટણી આપ!"

"હાજી! આવે મારા શેઠ! એલા એ ભાણજી! શેઠને ગરમાગરમ દાળ આપ."

"આવે, આવે, મારા શેઠને! ચાલ એ કોદરીયા! કેશુભાઇ શેઠને સંભારીયાં-કેળાંનું તાક આપ."



"એલા એ સાલાઓ! સીધી રીતે પીરસતા નથી અને અંદર અંદર વાતો કરી, શેઠીઆઓને ભુખે પડાવો છો? ચાલો, ચાલો, સાલા ગધેડાઓ!" કહી ઓર્ડર-માસ્તરે બે-બે છોકરાઓને તમાચા ખેંચી કાઢયા, અને ફરી પાછું બરાડવું શરૂ કર્યું:—



"મગનભાઇને મગની દાળ આવવા દે!"

"છગનભાઇને છાસ આવે!"

"ભોગીભાઇ શેઠને ભજીયાં આવે ગરમાગરમ!"

"હાજી! આવે મારા ફુલચંદ શેઠને!" એક ગ્રાહકે પત્થરો ફેંકતા હોય તેમ કહ્યું:—"શું આવે મોત! ફુલચંદ શેઠ તો હવે ઘરડા થયા. તમારાથી અપાતું હોય તો તે પણ આવવા દો! મારા વાલા 'આવે-આવે' કરીને જીવ ખાઇ ગયા!" આટલું કહેતાંની સાથેજ તે ખડખડાટ હાસ્ય આખા રુમમાં પથરાઈ ગયું. કેટલાકના હાથમાંથી કોળીઆ પડી ગયા અને કેટલાકને પાણી પીતાં ઉનાળે ગયું. ખા ખા ખી ખી અને ખોં ખોંના અવાજ વચ્ચે ફુલચંદ શેઠ જરાક શરમાયા અને પેલો ઓર્ડર-માસ્ટર ચાટ પડી ગયો.

ફરી પાછું તેણે બરાડવું શરૂ કર્યું;—

"છોકરા! રતીભાઈ શેઠને રાયતું આપ."

"એલા એ મણીઆ! પેલા ફુલચંદ શેઠને ફુલકા (ફુલેલી રોટલી) આપ્યા કે?"

"કેમ આંખો ફુટી ગઇ? જોતો નથી? પેલા





આપણા કેશુભાઇ શેઠને ક્યુંબર આપવાનું કેમ ભુલી ગયો ?"

"બોલો મારા શેઠ ! આપને માટે શું મંગાવું ?"

એટલામાં બીજા રૂમમાંથી અવાજ આવ્યો, એ મીસ્ટર ઓર્ડર–માસ્તર ! કમ હીઅર. જુઓ આ રોટલી ! પેટમાં ચોંટી રહે એવી છે કે નહિ ?

"સાહેબ ! એ રોટલી કાચી નથી પણ નરમ છે. આપને કડક જોઈતી હોય તો કડક મંગાવું ! ચાલ છોકરા ! આ ચશ્માવાળા શેઠને કડક રોટલી આવવા દે !"

"ચાલો, ચાલો, જલદી ચાલો, ચપોચપ પગ ઉપાડો."

"પોપટભાઇને પાપડ આપો."

"અમથાભાઇને ઓસામણ આપો."

"પેલા કકલભાઇને શેઠને કઢી આવવા દે, છોકરા !"

"એલા એ હજામ ! આ દેવશંકરભાઇને ઠંડી દાળ કેમ આપી ગયો ?"

"પેલા મોહનલાલ માસ્તર સાહેબને–ચટણી–અથાણાં આપ્યાં કે નહિ ?"

"ગનીયા ! થાળી ઉચલ."

"સોનીયા ! પોતના કર."

આવા તરેહ–તરેહના ચાલુ બરાડાઓથી મને તો ખરેખર કંટાળો આવતો. જે ભોજન શાંતિમય વાતાવરણમાં લેવાવું જોઇએ, તે ભોજન આવા બુમબરાડા વચ્ચે લેવાતું જોઇ, મનમાં ખેદ થતો. તેમની બીજી



પદ્ધતિ જેટલી ઉજ્જવળ છે, તેટલીજ આ પદ્ધતિ અંધારી છે.

બીજી બાજુ યુરોપીઅન હોટેલો તપાસીએ ત્યારે તેનું વાતાવરણ કેટલું અને શાંતિમય જણાય છે ? ચમચા અને ડીશના મંદમંદ અવાજ શિવાય, જમનારાઓ તરફથી કે પીરસનારાઓ તરફથી કોઇ જાતનો અવાજ નહિ સંભળાય.



આવા ખૂમબરાડા અને ધમાલ વચ્ચે લેવાતું ખાણું કોઇ રીતે ઇચ્છવા જોગ નથી. છતાં ઘણાખરા આહેકા ટેવાઇ ગયા હોય તેમ જણાય છે.

તેમની બહારની વ્યવસ્થા મને જેટલી ઉજ્જવળ જણાય છે, તેટલીજ અનુભવે ક્રૂર ઘૃણોત્પાદક અને માણસાઇહીન દેખાય છે. એક વખતે એક ભાઇ પોતાનો પાસ ઘેર ભૂલી આવ્યા હતા, એટલે પાસ વગર ડોરકીપર તેમને અંદર દાખલ ન કરે, એ સ્વભાવિક છે. તે ભાઇએ પાસ ભૂલી જવાની બાબત મેનેજરને જણાવી. મેનેજરે કહ્યું, " એક રૂપીઓ ડીપોઝીટ મુકો, અને જમી આવો. બીજી વખતે પાસ બતાવીને રૂપીઓ લઇ જજો." કમભાગ્યે પેલા ભાઇ પાસે રૂપીઓ પણ ન હતો. તેણે પૂછ્યું કે, " ખીસામાં રૂપીઓ ન હોય તો શું કરવું ?"

" તો તો હું લાચાર છું." મેનેજરે સભ્યતાની પ્રતિમાં હોવાનો ડોળ કરતાં જરાક લાચાર ભાવે હસીને કહ્યું.

" તમે જાણો છો કે, હું તમારી લોજમાં પાંચ વરસથી જમું છું. હું તમારો જુનો ગ્રાહક છું, એટલે





તમારી પીછાનમાં ન હોઉં એ સ્વપ્ને પણ ન બને. મારી પાસે રૂપીઆ હોત તો હું તમારી સાથે ખટપટમાં ન ઉતરત; કારણ કે મને કોઇપણ જાતની ખટપટ પસંદ નથી."

"હાજી, આપ કહો છો તે ખરૂં છે; પણ કાયદાની વિરૂદ્ધ કાંઇ પણ મારાથી બની શકે તેમ નથી. કારણકે આજ તમને છુટ આપીએ, કાલ બીજાને આપીએ, પરમ દીને ત્રીજાને આપીએ, તો પછી અમારા કાયદાની મહત્તા શું રહે. અને અમને અગવડતા કેટલી નડે તેનો કંઇ ખ્યાલ કર્યો ?"

હું આ બંનેની વાતચીત બાજુમાં ઉભો રહી સાંભળી રહ્યો હતો. મને, આ કાયદામાં ક્રૂર થઇ, માણસાઇ ભૂલનાર મેનેજરની જડતી લેવા મન થઇ આવ્યું, તે કાંઇ આગળ બોલે તે પહેલાં જ મેં પરખાવી દીધું, "ચુપ કરો! કાયદો, કાયદો કરીને તૂટી શેના મરો છો? જોયા મોટા કાયદાવાળા થયા છો તે! એંડવાડ ચુંથવાનો ધંધો કરવો ને શીશિઆરીનો પાર નહિ!" મેં જરા સુકો દમ છાંટતાં કહ્યું.

"પણ મહેરબાન! આ બીઝનેસ છે."

"જોયો, જોયો, તમારો બીઝનેસ. બીઝનેસમાં તો હજારો રૂપીઆ વિશ્વાસે ઉધાર રહે છે અને તમે આ ભાઇને ઓળખવા છતાં–તેણે પાસ કઢાવેલો હોવા છતાં–તેના તરફ જે વર્તન ચલાવો છો, તે તદ્દન અસભ્ય અને અપમાન ભર્યું છે. આ તો આ ભાઇ બિચારા



નરમ છે. એની જગ્યાએ હું હોત તો કાયદો કેમ અજમાવાય છે, તે હું બતાવી આપત !"

મેનેજર મારા આ સુકા દમથી જરા ઝંખવાણો તો પડયો, પણ તેણે પેલા ભાઇ તરફ માણસાઇ ન દાખવી તે નજ દાખવી. છેવટે મેં પેલા ભાઇ માટે એક રૂપીઓ



ડીપોઝીટ આપ્યો, ત્યારે તેને જમવાના રૂમમાં દાખલ થવા દીધો.

એક દિવસે મારો રકાસ થયો. રવિવારનો દિવસ હતો. રવિવારે લોજમાં મિષ્ટાન થાય છે. સેવક માલપૂડા—દૂધપાક પર સારી રીતે હાથચાલાકી કરી, હાથ ધોવાની તૈયારીમાં હતો, ત્યાં પીરસનારા છોકરાઓની દોડાદોડી અને ધમાલમાં, હું બેઠો હતો તે જ જગાએ, દૂધપાકના કમંડળ સાથે શાકની થાળી ભુટકાઇ પડી. દૂધપાક અને શાક દંદ્વયુદ્ધ કરતાં મારા શરીર પર પડયાં, કપડાં દૂધપાક અને શાકથી રગડોળાઇ ગયાં. ગરમાગરમ દૂધપાક શરીર ઉપર પડે એટલે શું થાય? જરા ખ્યાલ કરો! દાઝવાની ફીકરને બાજુએ ધકેલી, મગજનો પીત્તો ઉકળતાં પાટલા પર ઉભો થઇ, મારાથી બોલાઇ ગયું, "ઓ! કમબખ્ત કરકસીઆ, અને હરામખોર હરીઆ! આ અકસ્માત હોય કે ન હોય, પણ મને શક જાય છે કે, ગ્રાહકો પાસેથી ખાનગી પૈસા લો છો, તેમ મેં આપવાની ના પાડી, એટલે તેનું વેર લેવાના ઇરાદાથી, આ દૂધપાક અને શાકનો અકસ્માત મારા શરીર પર અજમાવવામાં આવ્યો છે; પણ



ફીકર નહિ હું તમારી બરાબર જડતી લઇશ અને પેલા મેનેજરને પણ શું કહું? બસ! મેનેજર નાલાયક છે, ઓર્ડરમાસ્તર નાલાયક છે, લોજ નાલાયક છે અને ગ્રાહકો પણ નાલાયક છે. બધું હંબગ છે." આ પ્રમાણે હિંદુ-લોજ, મેનેજર, લોજનો ધાંધલીઓ કારભાર અને અશાંતિમય વાતાવરણ વિગેરે પર એક લાંબું ભાષણ વેગભરી વાણીમાં ત્ય ને ત્યાંજ કરી નાખ્યું.



ભાષણના બુલંદ અવાજથી લોજના ગ્રાહકો અને રસ્તે ચાલનાર માણસો એકઠાં થઇ ગયાં. એવામાં ત્યાંથી પસાર થતા સીપાઇ દાદા કોઇ મારામારીનો કીસ્સો હશે જાણી દોડતા આવ્યા.

ચાર પાંચ માણસોના અતિઆગ્રહને વશ થઇ, હું જરા ટાઢો પડ્યો, શાંત થયા બાદ મને મનમાં તો થયું, કે મેં જરા સાહસ કર્યું. મેનેજરે ઉછીના આપેલા કપડાં પહેરી, દૂધપાકવાળાં કપડાં તેમને સોંપી, મેં લોજને છેલ્લા નમષ્કાર કર્યા.

ઘેર આવી સૂઇ ગયો. દૂધપાક માલપુડા ભારે અને માદક ભોજનથી હું ઘસઘસાટ ઉંઘી ગયો. સ્વપ્નામાં એ બની ગયેલું, તાદ્રષ્ય આંખ આગળ ખડું થયું. ધીમે ધીમે મારી સ્વપ્નસૃષ્ટિએ વિપૂલતા ધારણ કરી. મન લોજપ્રદેશમાં જ ભમવા લાગ્યું. ભમતાં ભમતાં આધુનિક વિજ્ઞાન-દ્રષ્ટિએ, નવીન ઢબછબનું લોજ બનાવી શકાય, તે, તેણે શોધી કાઢયું. મને, સ્વપ્ન-સૃષ્ટિમાં વિહરતાં જે



રસોઈમથી નવું લોજ તૈયાર કર્યું છે, તેની વ્યવસ્થા નીચે મુજબ છે:—

મુંબઈનો 'બેક-બે' નો ઉપસાગર પુરાવી નાખી, તે જગાએ એક ગગન-વિહાર આલીશાન મકાન તૈયાર કરવામાં આવ્યું છે. તે મકાનમાં અપ-ટુ-ડેટ વ્યવસ્તાથી ભરપુર અને આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીય પધ્ધતિથી એક લોજ ખોલવામાં આવ્યું છે. જેનું નામ 'ભારત-ભુષણ લોજ' રાખવામાં આવ્યું છે. દરેક કોમના ગૃહસ્થોને રહેવાની અપુર્વ સગવડ છે. શરત ફક્ત એટલીજ છે કે, વેજીટેરીયન સિવાયના બીજા ગૃહસ્થોને દાખલ થવાની મનાઈ છે.



રસોયાની અને ડાઈનીંગ-હોલ (જમવાનો રૂમ) ની વ્યવસ્થા જોઈ તમે ખુશખુશ થઈ જશો, આ લોજ નવિતાથી ભરપૂર છે, એટલે જમવાને માટે ટેબલ ખુરસીની વ્યવસ્થા ન રાખતાં, આરસના પાટલાની જગ-જુની પ્રણાલીકા નવીન દ્રષ્ટિએ રાખવામાં આવી છે. એક પાટલો આસન માટે અને બીજો પાટલો ભોજન થાળી મુકવા માટે. અહીં આખી જીંદગીમાં ન જોયેલી પ્રસંશાપાત્ર વ્યવસ્થા તો એ છે કે, તમારે જોઈતી વસ્તુ-ખાદ્યપદાર્થ કોઈની પાસે માગીને લેવાને રહેતો નથી. વિજળીક બળના પ્રતાપથી અને એક વિજ્ઞાનશાસ્ત્રીની મદદથી અમે એ કામ કરી શકયા છીએ.

રસોડામાંથી-ઠેઠ ડાઈનીંગ હોલ સુધી, દિવાલની બાજુમાં પાંચ ઈંચની પહોળાઈમાં રેલ્વે જેવા નાના પાટા



" ઓ કમબખ્ત કરસનીઆ, અને હરામખોર હરીઆ !"



નાંખ્યા છે અને તે પર ચાલવા માટે એક વેંત ઉંચાઇના ખુલ્લા ડબ્બા કરાવ્યા છે. ધન–પદાર્થ માટે આ ડબ્બા છે અને પ્રવાહી પદાર્થ માટે, ઠેઠ રસોડાથી જમવાના હોલ સુધી, અડેલીને નળ નાખવામાં આવ્યા છે.



દરેક પાટલાની બેઠક નજીક દિવાલમાં આઠ-દશ ચાંપો રાખવામાં આવી છે. તે દરેક ચાંપો પર વસ્તુઓનાં નામ લખવામાં આવ્યાં છે. અને દરેક બેઠકને ક્રમવાર નંબર પણ આપવામાં આવ્યા છે. પ્રવાહી–પદાર્થોની સગવડતા માટે એ ચાંપોની બાજુમાં ચારપાંચ જાતના નળ રાખવામાં આવ્યા છે અને તે દરેક નળ પર પ્રવાહી–પદાર્થના નામ લખેલાં છે. જે દિવસે જે ભોજન હોય તે ભોજનના નામવાળી ચાંપો ને નળ ગોઠવવામાં આવે છે એ ખાસ લક્ષમાં રાખવું.

તમે જમવા બેસો કે તરતજ એક માણસ મુંગે મોઢે, તમારા જમવાના પાટલા પર ચકચકીત થાળી–વાટકા મૂકી જાય છે.

અહીં ભોજન આરોગતી વખતનું વાતાવરણ એટલું બધું શાંતિમય હોય છે કે જેની વાત ન પૂછો! અહીં તમને બીજી લૉજની માફક, "દાળ આવે ને ભાત આવે" ના બૂમબરાડાથી કંટાળો ઉપજાવનારા ખ્યાલો સ્વપ્ને નહિ આવે.

તમારા પાટલા પર થાળી આવી ગઇ, એટલે તમારે તમારી બેઠકની દિવાલમાં ચાંપો અને નળ સામું જોવું.



જે વસ્તુ જોઇતી હોય, તે વસ્તુવાળી ચાંપ દબાવવી. દાખલા તરીખે તમારે રોટલી જોઇએ છે; તો રોટલીવાળી ચાંપ દબાવવી એટલે રસોડામાં રાખેલા મશીનમાં ટેલીફોનની માફક ઘંટી થશે; શબ્દ અને ફટાક કરતો તમારો બેઠક નંબર અને 'રોટલી' ઉપર તરી આવશે; એટલે ત્યાં બેઠેલો માણસ પેલા વેંતીઆ ડબ્બામાં રોટલી ભરી, ચાંપ દાબશે એટલે તે ડબ્બો પેલા પાટાપર સડસડાટ ચાલતો તમારી બેઠક આગળ આવી ઉભો રહેશે. તેમાંથી તમારે જરૂર પૂરતી રોટલી લઇ, 'બેક-ફી' દાબવી, એટલે તે ડબ્બો પાછો પોતાના મુળ સ્થાને રસોડામાં જશે. ધારો કે તે ડબ્બો તમારે માટે ઘન–ખાદ્ય પદાર્થ લઇને આવતો હોય, પણ તમારી પહેલાંની બેઠકવાળાઓને તે વસ્તુની જરૂર હોય તો 'બેક-ફી' દાબીને, તેને પોતાની બેઠક આગળ ઉભો રાખી શકે છે; અને જોઇતી વસ્તુ લઇ, 'બેક-ફી' છોડી તે ડબ્બાને આગળ ધસવા દે છે. આ પ્રમાણે કોઇપણ જાતની માંગણી કે બુમબરાડા સિવાય ઓટોમેટિકલી દરેક વસ્તુ મેળવી શકાય છે.



અને પ્રવાહી વસ્તુઓ માટે તો નળ છે. દાળ જોઇતી હોય તો દાળવાળો નળ ખોલવો, દૂધ જોઇતું હોય તો તે નળ ખોલવો. એ પ્રમાણે છાસ, પાણી વિગેરે. આ નળ રસોડામાં મોટા તપેલાંની સાથે સંધાયેલા હોય છે, ગરમાગરમ રાખવા જેવી પ્રવાહી વસ્તુના ટોપ નીચે વિજળીક ચુલાઓ રાખવામાં આવ્યા છે, કે જેથી ગરમ ખાવા



જેવી વસ્તુ ગરમજ રહે છે.

જમવાનો ટાઇમ ખલાસ થયા બાદ, તે નળને અંદરથી તેમજ બહારથી સાફ કરવામાં આવે છે. નળનો આંતરીક ભાગ શી રીતે સાફ થતો હશે? એવી શંકા થવાનો સંભવ છે; પણ તેનો ખુલાસો આ રહ્યો:—નળ સળંગ નથી. જુદા જુદા કકડાઓને પેચથી જોઇન કરેલા છે, એટલે જ્યારે ધોવા હોય ત્યારે એ કકડાઓને છુટા કરી, આબાદ ધોઇ શકાય છે.



જમવાની આવી અને આટલી ઉમદા વ્યવસ્થા, તમે આખી દુનિઆં ફરી વળો તોયે જડી આવવી મુશ્કેલ છે. માટે આ લૉજમાં જમનાર સઘળા ગ્રાહકોને, એક વખત પધારી અનુભવ લેવા, અમારી નમ્ર વિનંતી છે.

જેવી રીતે બોર્ડીંગ ખાતું આટલું સુવ્યવસ્થિત છે, તેવીજ રીતે લૉજીંગ ખાતું પણ છે. અમે છાપાઓમાં અને જાહેર ખબરોમાં તેની પ્રશંસા અને પ્રશસ્તિ માટે પૂરતો પ્રયત્ન કરીએ છીએ. એ છતાંએ જો તમને પ્રતિતી ન થતી હોય તો એક વખત મફત અનુભવ લઇ જવાની આપને વિનંતી કરવામાં આવે છે.

હવે આપને જણાવતાં સંતોષ થાય છે કે આ લૉજે ટુંક સમયમાં એટલી બધી પ્રગતિ કરી છે કે, જેના પરિણામે આજ સેંકડો લૉજરો અને બોર્ડરોને, જગા ન હોવાના સબબે લાચારીથી ના પાડવી પડે છે.

જેમ લોહચુંબક લોખંડને ખેંચે, તેમ ગ્રાહકો ખેંચાઇ



ખેંચાઇને પાછા પડે છે. દિલગીર છીએ કે હવે જગા નથી નહિતર આમ ખેંચાઇ મરતાં ગ્રાહકોને પાછા પડવા દઇએ, એમ તમે સમજો છો? કદાપી નહિ. ગ્રાહકો છે તો લૉજ છે. લૉજ છે, તો પૈસા છે. પૈસા છે, તો બધું છે. અને તમે



જાણો છો કે, આ જમાનો હવે પૈસાનો છે. પૈસાથી ડાહ્યો, વિદ્વાન, ચાલાક, હોંશિયાર વિગેરે એવું એવું ઘણું મનાય છે, એ તમારી ખ્યાલ બહાર નહિ હોય. માટે જ ગ્રાહકો અમારા પૂજ્ય છે, પૈસા છે, પોષાક છે, હાથ પગ છે, અરે......પ્રાણ છે.

હવે તમેજ કહો કે આવી ઉચ્ચ પ્રકારની ભાવના ગ્રાહકોને ખેંચી લાવવાને સમર્થ નથી? છે જ. તો પછી જ્યારે આમ બાબત છે, ત્યારે ગ્રાહકોને ના પાડવું એ પાલવે ખરૂં? પણ શું કરીએ, ભરતી એટલી બધી છે કે ઓટ થતી જ નથી. છેવટે ન છુટકે, અમારે હિન્દુસ્તાનના દરેક પત્રોમાં જાહેર ખબર આપવી પડે છે કે, “હાલમાં જગા નથી. જગા ખાલી થયે છાપાંઓ દ્વારા જણાવવામાં આવશે.

હવે તો પૈસાની રેલમછેલ હતી. સો સો અને હજાર હજારના ટુકડાઓ તિજોરીમાં ગોઠવતાં સેવકનું મોં મલકાઇ જતું હતું; ત્યાં તો મારા વાંસામાં ઢબ દઇને ધબાકો થયો. “એલા એ ઉંઘણશી! કેમ કંઇ સ્નેહીનાં સોણલાં આવે છે? ઉંઘમાં શાનો મલકાઇ મરે છે? ઉઠ, ઉઠ, એ આળસુ!” વાંસામાં થયેલ ધબાકાથી મારૂં લૉજ



તુટી પડયું. હું જાગી ઉઠયો, અનિમિષ નેત્રે ચંદુ સામે જોઇ રહ્યો.

" એ ચક્કર! કેમ કંઇ કાતરીયું ગેપ થયું છે? લૉજનાં મીષ્ટાન-પાણી પર ઠીક મારો ચલાવ્યો લાગે છે! તેનું ઝેર તો નથી ચડયું?" ચંદુએ કહ્યું.



આટલી મહેનતથી તૈયાર કરેલું લૉજ ચંદુના એક જ ધબ્બાકાથી પડી ગયું; એ જ્યારે ચંદુએ જાણ્યું ત્યારે હસીહસીને તેનાં પાંસળાં દુ:ખી ગયાં.

ચંદુ મારો મિત્ર હતો. આજે રવિવારની રજાનો દિવસ હોવાથી મને મળવા અને ત્યાર પછી મને સાથે લઇને ફરવા જવાના ઇરાદાથી તે આવ્યો હતો. ચા-પાણી પી અમે ચોપાટી તરફ ઉપડયા.

જેમ કોઇ કથાકાર પોતાની રસિલી વાણીમાં મહાભારતની કથા કહે તેમ મેં મારી લૉજ-કથાનો રસિક ભાગ-મેનેજરની કાઢેલી ઝાટકણી, પાટલા પર ઉભા થઇ જતાં આપેલું લાંબુ ભાષણ, અને એ ભાષણના પ્રતાપે એકઠાં થયેલાં માણસો, માણસના ટોળાને જોઇ દોડી આવેલા સિપાઈદાદા, અને છેવટે લૉજમાં નહિ જમવાની તે દિવસથી લીધેલી પ્રતિજ્ઞા, વિગેરે ચંદુને કહી સંભળાવ્યું. સાથે સાથે હવે મારે ક્યાં જમવું તે વિષેનો પ્રશ્ન પૂછી નાંખ્યો.

ચંદુએ કહ્યું, " ઓ હો હો...એમાં શું? આવતી કાલથી મારે ઘેર જમવાનું રાખજે ચંદન રસોઇ તો સારી કરે છે તને ગમશે ને?"



"અરે હા હા, ભાભીના હાથની રસોઇ ન ભાવે એ કેમ બને ?"

બીજે દિવસથી મેં ચંદુને ત્યાં જમવાનું શરૂ કર્યું.

મુંબઇ જેવા ખર્ચાળ શહેરમાં, ખર્ચાને પહોંચી વળવાને, ઓફીસની નોકરી ઉપરાંત બીજુ ખાનગી કામ પણ ચંદુએ રાખ્યું હતું; એટલે સવારના નવ વાગ્યાની અંદર તો તે ખાઇપીને કામ પર નીકળી જતો. મારે ઓફીસ સિવાય બીજી પંચાત ન હતી, એટલે હું દશ વાગે જમવા આવતો અને અગીઆર વાગે ઓફીસમાં પહોંચી જતો, સાંજે પણ ચંદુ મોડો દશ–અગીઆર વાગે આવતો સેવક સાત-આઠ વાગતામાં દશ વાગે તો પથારીવશ થઇ જતો; એટલે ચંદુને મારો મેળાપ અકસ્માત ગણાતો. રવિવાર સિવાય ભાગ્યેજ અમારો ભેટો થતો. તે મને પૂછતો "કેમ ચીમન ? ચંદનના હાથની રસોઇ તો ભાવે છે ના ?" હું આશ્ચર્યમાં આંખો ફાડી, બે હાથનો અભીનય કરી, જવાબ આપતો, "અરે, એમાં વળી પુછવાનું હોય ! ચંદનભાભી એટલે બસ ખલાસ; ચંદુ તું નશીબદાર છે. આ ચંદનભાભી દુનિઆમાં થઇ છે કે બીજી થવાની છે ! રસોઇ સારી છે એટલુંજ નહિ પણ તે પોતે સારી છે. વિવેક–સભ્યતા, સુઘડતા, ઉદારતા તો જાણે એનુંજ ! આનંદી અને હસમુખી પણ તેવી જ" મારી આ પ્રશંશાથી ચંદુ હર્ષઘેલો થઇ જતો અને ઉચ્ચારતો, "શું તારી મંગળીમાં આ બધું નથી ?" હું જવાબમાં એક ઉંડો નિશ્વાસ નાંખતો.



ચંદુને ઘેર જમતાં બે માસ તો પસાર થઈ ગયા. ચંદનભાભીનો હસમુખો ચ્હેરો અને વિશુદ્ધ સ્નેહે મારા હૃદયને આકર્ષ્યું. એ આકર્ષણમાં પવિત્રતાને શુદ્ધતાને સ્થાન હતું. મલીનતાની ગંધ પણ ન હતી. પીરસતાં વાત કરતાં આગ્રહ કરતાં, તેનું મુખ મલકાઈ જતું. "ચીમનભાઈ આજ ઢોકળાં કેવાં બન્યાં છે? ના, લેવાં જ પડશે. આજ તો હું, તમને ગળા સુધી ઢોકળાં ખવડાવવાની છું; કેમકે તમારા ભાઈ મને કહેતા હતા, કે તમને ઢોકળાં ખૂબ ભાવે છે. આ પાપડી-ઢોકળીનું શાક લ્યો: ના કેમ પાડો છો? વિગેરે..." આ બધું પાડોશીઓ જોતા. તેમના મનમાં અવનવી કલ્પનાઓ કરતા અને મારા ધારવા મુજબ, અમારા માટે તેઓ હલકો અભિપ્રાય ધરાવતા.



ચંદુ જરા કાચા કાનનો જણાયો, પાડોશીઓની ભંભેરણી તેને સત્ય ભાસી અને તે આધારે તેના સ્વભાવમાં પરિવર્તન થઈ ગયું. હવે તે પહેલાંની માફક મારી સાથે છુટથી બોલતો નહિ.

એક દિવસ તે ગુપચુપ ડીટેકટીવની માફક, મારા જમવાના ટાઇમે હાજર થઈ, અમારી હીલચાલ જોવા લાગ્યો. હંમેશ મુજબ આજ પણ ચંદન, મારી સાથે નિખાલસ દિલથી હસમુખા ચ્હેરે, ભોજન પીરસવાનો આગ્રહ કરી રહી હતી.

આ દ્રષ્ય ચંદુને અસહ્ય લાગ્યું. તેનું મગજ ઉકળી ગયું; ચ્હેરો લાલચોળ થઇ ગયો અને આંખોના ડોળા



કાઢી, પ્રગટ થઇ, ઘણા વર્ષાવતો બરાડી ઉઠ્યો. "અરે ચીમનીયા! તું મિત્ર નથી પણ શત્રુ છે. વિશ્વાસઘાતી છે. હરામખોર છે. લુચ્ચો છે. બદમાશ છે. નાલાયક છે. નીકળ મારા ઘરમાંથી બહાર!. નહિ તો તારાં હાડકાં રંગી નાંખીશ."



"અલ્યા ચંદુ! આ તું શું બોલે છે" મેં અશ્ચર્ય પામી કહ્યું.

"હું નથી બોલતો તારું પાપ બોલે છે."

"મારું પાપ! કયું પાપ?"

"ઓ, ચમના! ચમનીયા! હરામખોર! મને બનાવી કળા અજમાવે છે? તારા મનને પૂછ! તેં પાપ નથી કર્યું?

"ચંદુ તારા મગજની કમાન જરા ઠેકાણે રાખ આ તો ભ્રમ છે. તું મારી સાથે ખુલાસો કર આમ બૂમ-બરાડા પાડી શીદને તારી મારી અને ચંદનની ફજેતી કરે છે?" મેં તેને સમજાવતાં કહ્યું.

પણ ચંદુ એકનો બે ન થયો. માળાનાં માણસો આ ફારસ નિરખવા એકઠાં થઇ ગયાં. 'હા હો' ના ગડબડાટ વચ્ચેથી, ભિન્નભિન્ન વાક્યો મારા કાને પડતાં હતાં

"આ તો પોલ"

"જોયા આ સંસારના ભવાડા"

"આજકાલના મીત્ર બધા ઠીક જ છે."

"પેલી બાઈ પણ નફટ છે હો! રોજ તેના સામું હસ્યા કરતી હતી."



"આ સાલો ચંદુરો પણ કોઇ વિચિત્ર માણુસ છે!"

"માલાખી શક પડત હોતા, ફી સાલા કાયતરી ગોટાળા અસલા જ પાહીજે."

"એ ચીમન વળી કઇ વાડીનો મૂળો છે?"

"એવું હોય તો રૂમ ખાલી કરવાની નોટીસ અપાવીએ."



"માળાના માણસોની ધમાલથી, નીચે રસ્તામાં પણ લોકો ટોળે વળી જોવા લાગ્યા. જેને જેમ ફાવે તેમ અંદર અંદર બોલવા, બકવા, કે પૂછવા લાગ્યા:—

"કેમ શું છે? ચોર આવો છે?"

"કાય તરી મારામારી દીસતે."

"અસી ગોષ્ટ તો 'તાજી બાતમી' મધી છાપલી પાહીજે."

"દુસરેકી ઓરતકુ...........સમજે?"

"આય સું? પોલીસના હાથમાં આપી દેવને!"

"હવે છોડોને માથાફોડ! એમાં તમારા બાપનું શું જાય છે!"

થોડા કલાક પછી આ મામલો શાંત થયો. મારૂં તો ઠીક, પણ ચંદનના હૃદયમાં કેટલું અસહ્ય દુઃખ ઉત્પન્ન થયું હશે! એ કલ્પનાએ મારૂં મન અસ્થિર કરી મૂક્યું. તે દિવસથી ચંદુ સાથેનો મારો સંબંધ સદાને માટે તૂટી ગયો. મને વિચાર થયો, "શું એક ભ્રમનું આ પરિણામ?!"



લોજ મારા માટે ત્યાજ્ય હતી, એટલે રસોઇ જેમ તેમ કરી હાથેજ પકાવતો હતો. થોડા દિવસમાં મીસીસની પધરામણી થઈ અને હાથે રાંધવાની કડાકુટ ટળી. તેણે પૂછ્યું, "કેમ લોજમાં જમવાનું તો ફાવ્યું ને?"



"લોજમાં? અરે, લોજમાં તો મંગળી મારો રકાસ થયો."

"હેં! રકાસ શાનો?"

"અરે! મારા પર દૂધપાકનું ગરમાગરમ કમંડળ પડ્યું.

"હેં! હાય! હાય! ત્યારે તો તમે દાઝ્યા હશો?"

"દાઝીએ જ ને! તું તારી માને વ્હાલી કરને ધણીનું ગમે તેમ થાય! ખાય-પીને મરે કે પછી ખાડામાં પડે!"

"તમારા વાંધાને તો હું પગે લાગી! એ તો હું જ તમારૂં પુરૂં કરૂં! બીજી હોય તો હમણાં ખબર પડે, સમજ્યા?"

મંગળીનો પિત્તો ઉકળ્યો જાણી, મેં વાતને ઉલટાવી નાંખી, "કેમ તારી માની તબીયત તો હવે ઠીક છે ના?"

"ઠીક હોય કે ન હોય, તમારે તેની શી પડી છે?"

મંગળી! તારામાં અક્કલ ક્યારે આવશે?"

"આવશે હવે આવતા ભવે! વારૂ પછી તમે લોજમાંથી જમવાનું છોડી દીધું?"

"હા."



"અને બીજી લૉજમાં રાખ્યું?"

"હા." મેં અચકાતા કહ્યું.

કારણ કે ચંદુને ત્યાં થયેલા ભવાડાની વાત, મંગળીના જડ ભેજામાં ન પચે; અને સુલટાનું ઉલટું સમજી કાગનો વાઘ કરી, ઉંદીયાનું હુંદીયું કરી બેસે, જાણીને તેને એ વાત કરવી માંડી વાળી.

"ત્યારે તમે તો હાથે ટીપતા'તા!"

"બીજું લોજ પણ ન ફાવ્યું. એટલે....."

"હું બોલતો હતો, ત્યાં તો તે વચમાં જ ઉકળી ઉઠી:—

"ઓહોહો......! મારા ભાઇ, આખી દુનિયા લોજમાં જમે છે અને તમને જમતાં શું થયું?"

મેં જરાક ચીડવાઇને કહ્યું, "એ અક્કલ! ઘડીકમાં 'બાઇ' અને ઘડીકમાં 'ભાઇ' એ શું?"

તેણે મને ચીડવવા ઉલટો જ જવાબ આપ્યો, "એ શું તે—ગરમાગરમ દૂધપાકનું કમંડળ!!"

હાસ્ય  ધારા

# કહાણીએ લેખક

( એક સત્ય ઘટના ઉપરથી )

**આ**કાશમાં મેઘ ગર્જે અને કેશરી તાડુકે, એવીજ ઢબથી હું તાડુકી ઉઠ્યો:—" ચુપ કર ! એક વાક્ય નહિ, એક શબ્દ નહિ, એક અક્ષર નહિ, બસ કંઇ નહિ. તારા લવલવાટથી મારી બધી કલ્પના પર પૂળો મૂકાય છે, પાણી ફરી જાય છે, ધોવાઇ જાય છે. સ્વામિનાથનું મગજ અત્યારે કયી બાબતમાં ગુંથાયું છે તે સમજવાની તારામાં અક્કલ નથી, સમજ નથી, ખ્યાલ નથી. મારા બધા વિચારો, તારા એ પુર્ણવિરામ વગરના બકબકાટથી વેડફાઇ ગયા. તું ગામડીયું ઢોર........."

" ખબરદાર મને ઢોર કહી છે તો ! મેં તમારૂં શું બગાડયું છે કે–હડકાયા કુતરાની માફક કરડવા આવો છો ? ચા ઠંડી થઇ જાય છતાં તમે પીવા ન ઉઠો અને બીજી વખત ગરમ કરી–બોલાવીએ ત્યારે તમે ધુરકીયા કરો: બીજી વખત ગરમ કરેલી ચા ઠંડીગાર થઇ જાય તો યે



તમને ચા પીવાનું ન સૂજે અને હાથમાં કલમ લઇ ઘેલાની માફક મિનિટોની મિનિટો સુધી–કાગળ તરફ, કેલેન્ડર તરફ, મહાત્મા ગાંધીજીની છબી તરફ, કાંતો મારા ફોટા તરફ કે પછી ખુણામાં ભરાવેલા ઝાડુ અને હુલકા તરફ જોયા કરો છો. ઓહોહોહો........કોણ જાણે શુંયે મોટો વાઘ કલમના ગોદાથી મારી નાખવાનો હોય એમ એક નજરથી દરેક વસ્તુ તરફ જોયા કરો છો, પણ આ ચા ઠંડી થઇ જાય છે–તે પીવાનું ભાન થતું નથી! કો' આટલી હદ સુધી વાત આવે ત્યારે મારાથી તમને એટલુંય ન કહેવાય!"



"જાન્હમની ખાડીમાં ગઈ તારી ચા! કમઅક્કલ એટલી પણ ખબર નથી–કે એક લેખક લખવાના કામમાં ગુંથાયો હોય ત્યારે તેને ખાવાપીવાનું કે સુવા ઉઠવા બેસવાનું કંઇપણ ભાન હોતું નથી! એ તો તેની ધૂનમાંજ રચ્યો–પચ્યો હોય છે. માટે જ્યારે હું લખતો હોઉં કે લખવાના વિચારમાં હોઉં, ત્યારે ખબરદાર જો મારા તરફ જરાપણ ટેં ટેં કરી છે તો!"

"મારે ભુતરાત જાણે એ વાત! ઘરમાં લોટ ખૂટે, ઘી ખૂટે, એ લાવવાનું તો સુજતું નથી અને લેખ લખવા કેમ સુજે છે? ઘડીક થાય ને આ કલમ ને કાગળ લઇને ચોંટયા! રોટલી ઠંડી થઇ જાય, ભાત ઠરી જાય, નોકરીનો ટાઇમ થઇ જાય, અને હું બૂમ પાડી પાડીને થાકું તોયે તમે ગુંદરીયાની માફક ચોંટયા તે ચોંટયા! એ છાપાવાળા એક રાતી પાઇએ પરખાવતા હોય તો તો જાણે ધૂળ



નાખી! મગજમારી કરીનેય એ પૈસાનું મોંઢુ જોવા મળતું હોય, તો તો જાણે સમજ્યાં કે ગદ્ધાવૈતરું કર્યું પરમાણુ છે. પણ આતો ઘરમાં હાંડલાં કુસ્તી કરતા હોય અને તમે લેખમાં ને લેખમાં અટવાયા કરો! ઓલો! આવા લેખ લખે



શા દી વળ્યા? પગારમાં કંઈ ઠેકાણું નહિ અને લેખમાં કંઇ મળતર નહિ તો પછી ખાલી ફોગટની—આજ તો દિવાળી અંકનો લેખ લખવો છે, અને હોળી અંકનો લેખ લખવો છે એ જંજાળ શી? તમે બહાર પાટલુનદાર કે ધોતલીદાર થઇને ફુલ્યા—ફાલ્યા ફરો, પણ મારી આગળ તમારી એક કોડીની પણ કિં................."

"ચુપ કર જમની! હવે હું તારો એક અક્ષર પણ સાંભળવા માગતો નથી. લેખકની કીર્તિ, લેખકનું માન, લેખકની મોટાઇ–પ્રતિભા, એ બધું ગાંડી તું શું જાણે! સાહિત્ય—ક્ષેત્રમાં કલમની ધારે, અરે ભુલ્યો અણીએ લડતાં લડતાં આગળ આવવું એ કંઈ ખાવાનું કે ભાત—દાળ બનાવવાનું કામ નથી! રણક્ષેત્રમાં લડી મરનાર શૂરા લડવૈઆના પાળીયા કે પુતળાં મૂકાય છે, તેમ સાહિત્ય—ક્ષેત્રમાં કલમના બળથી જુઝી મરનાર સાહિત્યકારોના ફોટાઓ સાહિત્ય મંદીરમાં મૂકાય છે અને જ્યંતીઓ ઉજવાય છે. અરે, પણ હા. આ બધી રામાયણ તારી આગળ કહેવામા શો સાર? તારાં ચોટલાવાળા ભેજામાં આ વાત ક્યાંથી પચે? કારણ—પહેલું તો એકે સાહિત્ય એ ક્યા ઝાડનું



મૂળીયું છે એ તારૂં કેળવણીહીન અજડ ભેજું શું સમજે—વિચારે! જો તું લેખિકા હોત તો મારી અને મારા ભેજાની તું જરૂર કિંમત આંકવાને શક્તિવાન થાત; પણ અફસોસ કે મારે નશીએ તું........"



"આમ મોટી ડાહી વાતો કરો છો પણ ઘરના હાંડલામાં લોટ કેટલો પડ્યો છે. તેની તો ગમ નથી! હજી હું સારી કે કરકસર કરીને બે વખત ટીપી આપું છું. આ લેખક બૈરૂં મળ્યું હોત તો એ પણ તમારી માફક હાથમાં કલમનો ગોદો લઇને કાગળ સામું જોયા કરત, અને ટીપી આપવું તો ઘેર ગયું પણ અન્નને અને દાંતને વેર થઇ પડત, સમજ્યા?"

"અરે, તું તો ઘેલી છે. તારી વાતમાં કંઇ વજુદ નથી. કનૈયાલાલ મુનશી અને લીલા મુનશી, લેખક—લેખિકા છે એટલે શું ભુખે મરે છે? સાહિત્ય જીવન શું એ સમજે છે?"

"મને ઘેલી કહીને તમે ડાહ્યા થવાનો દાવો કરો છો તો તમારી અક્કલ શું કુતરાં ચાટી ગયાં છે—કે ક્યાં એ અને ક્યાં તમે! ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો—તેલી! એમને ઘેર તો લક્ષ્મી અને સરસ્વતી હસે છે, જ્યારે તમારે ત્યાં લક્ષ્મીદેવી રડે છે. એમને ત્યાં ઘંટીમાંથી લોટ ખૂટતો નથી, જ્યારે તમારે ત્યાં કાલે લોટ ખૂટશે કે કેમ એની શંકા રહે છે. માટે એમની સરખામણી કરવી રહેવા દો, અને ધંધામાં ધ્યાન આપી, બે પૈસા રળો, તો ભવિષ્યમાં



કામ લાગશે. કાલ ઉઠીને છોકરો થશે છોકરી થશે, તેને ભણાવવાં, ગણાવવાં, પરણાવવાં, નાતજાતના રીતરિવાજ સાચવવા, સારા અવસરે એ પૈસા ખર્ચવા, એ બધું વગર પૈસે કંઇ થવાનું છે? પણ તમને એમાંનું કયાં કંઈ સૂઝે એમ છે? તમારે તો ફોગટની મહેનત કરી લેખ લખવા અને કીર્તિ કમાવવી, સિવાય કંઇ કમાવાનો ખ્યાલ આવે છે? જાણે છાતીપર હાથ ને જય જગન્નાથ! યાદ રાખજો હજીપણ હું તમને ચેતવું છું કે જો કમાવાની બાબતમાં આમ બેદરકાર રહેશો તો ફક્કડ બાવા ગીરધારી, ન મળે લોટો કે થાળી; એવી દશામાં પટકાઇ પડશો." છેવટના શબ્દો બોલતાં જમનાની આંખમાં આંસુ ભરાયાં.



"એ વખત આવશે ત્યારે થઇ પડશે. હાલતો કીર્તિની વરમાળ પહેરવી છે સૌ સારાં વાનાં થશે. આપણો પણ પરમેશ્વર છે કે નહિ?" તેની આંખમાંનાં આંસૂ જોઈ મેં એક આશ્વાસનનો ટુકડો તેના તરફ ફેંકયો.

અમારા આ વાર્તાલાપની મોંકાણમાં લેખ લખવાની જે જે કલ્પનાઓ મેં મારી મચડીને મગજમાં એકઠી કરી હતી તે એક પછી એક વેડફાઇ ગઇ અને હું ફીક્કોફક મોંઢું વિકાસીને મારા બુટની ઘસાઇ ગયેલી એડી તરફ જોઇ રહ્યો. ડુબતો માણસ તરણું પકડે તેમ મેં પણ શ્રંગારનો વિચાર હાસ્યરસનો લેખ લખવા ઘણાં ફાંફાં માર્યાં અને અંતે નક્કી કર્યું કે—બુટની એડી તો એડી; એ વિષય લખવામાં પણ કંઈ હાસ્ય સમાએલું છે. એટલે



ચકમકતા પાલીસવાળા બુટ, રાણીછાપન બુટ, હોલ બુટ, સાદા બુટ, કેનવાસના બુટ; તેમજ લાલ, કાળા ધોળા વિગેરે રંગના બુટ વિષે થોડુંક વર્ણન કર્યા બાદ–કયા માણસના કેવા પગ હોય તો કઇ બાજુથી એડી વધારે ઘસાય અને એ એડી કઢંગી રીતે ઘસાતાં, ફુટ-પાથ પર ખસી જઇને પાછળ ચાલતી એક પારસી બાનુ પર પડતાં કેવો રકાસ થાય, તેના હુબહુ વર્ણન સાથે એ પારસી બુઢ્ઢાં માયજીએ સુણાવેલા મુબારક શબ્દોનો અચ્છો ખ્યાલ આપીને વાર્તાને વધુ હાસ્યરસ રેલાવતી આગળ લંબાવી પૂરી કરી.



\+ + + + ×

રવિવારનો દિવસ હતો. સમય સાંજનો ચાર અને પાંચની વચ્ચેનો હતો. મારાં મીસીસ જમનાગૌરી માધવ-બાગમાં દર્શને ગયાં હતાં અને હું ઉંડા વિચારમાં ગમગીન થઇને બેઠો હતો. એવામાં મારો મિત્ર નવનિત કયાંથી યે આવી પહોંચ્યો. મારી સ્થિતિ પર પળભર વિચાર કરી બોલી ઉઠયો–"કેમ વિનુ ! શી ચિંતામાં છે ? તું વિર અને શ્રૃંગારનો સારો લેખક આમ દીવેલીયું ડાચું કરીને બેસે એજ મને તો આશ્ચર્ય લાગે છે."

"દોસ્ત ! ના પૂછ : બફાઇ ગયું છે–વટાઇ ગયું છે."

"પણ શું ?"

શુ ? ! જો સાંભળ:— મારો એક હિતેચ્છુ મિત્ર છે કે જે હંમેશાં મારા હિતમાંજ ખૂશી હોય છે. તેણે મને સલાહ આપી–"દોસ્ત વિનુ ! મારે તને આજે એક પ્રતિજ્ઞા



લેવડાવવાની છે." હું પ્રતિજ્ઞાનું નામ સાંભળી ચોંકી ઉઠયો; અને પ્રતિજ્ઞાની લંબાઇ–પહોળાઈ, જાત અને પ્રકાર પૂછતાં તેણે મને કહ્યું—"પ્રતિજ્ઞા તારે એ લેવાની છે કે હવેથી તારે કોઇ પણ પત્રકારને વિના મૂલ્યે લેખ ન આપવો. તારા હાસ્યરસના લેખની તને કિંમત નથી, પણ સાહિત્યની



દુનિઆ તારા લેખ વાંચવા તત્પર રહે છે. તારી મહેનતથી તને શું લાભ ?"

"કીર્તિ" મેં મ્હોં મલકાવી કહ્યું.

"કીર્તિથી પેટ ભરાતું હોય તો અનાજ ખાવાની શી શી જરૂર છે ?"

મારા હિતેચ્છુ મિત્રના આ વાકયે—મારી પત્નીના વચનોની યાદી આપી, અને જેને હું ગામડીયણ,—અજડને કમઅક્કલ લેખતો હતો તેના તરફ મારા મનમાં પૂજ્યભાવ ઉત્પન્ન થયો. પણ પાછો વિચાર અવતાં મેં તેને પૂછ્યું—"રમણ ! (મારા એ હિતેચ્છુ મિત્રનું નામ રમણીક હતું) જો કે તારી વાત એકંદરે સત્ય છે, પણ આ જમાનામાં તું પંદર રૂપીયા લેવાની સલાહ આપે છે અને ઉપરથી પંદર કે બારથી કમી ન લેવાની પ્રતિજ્ઞા લેવડાવે છે તે પછી તંત્રીઓ મારા લેખ લેશે કે કેમ એની મને શંકા છે. કારણ કે આજકાલ તો વગર કિંમતે મળેલા લેખો જેટલા જલદી સ્વીકારાય છે તેટલા કિંમતથી મળેલા લેખોની સંખ્યા ઘણીજ ઓછી હોય છે. મારા લેખ સારા હોવાનો તું દાવો કરે છે અને તેથીજ તું મારી પાસે પૈસા



લેવાની પ્રતિજ્ઞા કરાવે છે, પણ ભાઇ, તને એ તંત્રીઓની ખબર નથી—અનુભવ નથી. જોઇએ તો તેમની ઑફીસમાં જઇને બે ત્રણ વખત સીંગલ સીંગલ ચા પી આવો, સાહિત્યને લગતાં બે–ચાર ગપ્પા હાંકી આવો, લાંબી–પહેળી વાતો ફેંકવી હોય તો તે પણ ફેંકી આવો, એકાદા અંકની એક બે કોપી વધારે જોઇતી હોય તો તે પણ તફડાવી આવો, પણ જો લેખના પૈસા લેવાની વાત કરી તો તેમને ટાઢ વાશે અને મ્હોં કટાણું કરી કહેશે—'હમણાં પત્ર બરોબર ચાલતું નથી, ગ્રાહકો ઘટી ગયા છે, અને જાહેર ખબર જોઇએ તેવી આવતી નથી; એટલે પૈસા આપવાની વાત અત્યારે અસ્થાને છે. ભવિષ્યમાં જો પેપર બરોબર ચાલશે તો તમને કંઇક ખટાવશું; આ સ્થિતિમાં તમે પૈસાની વાત કરો એ તમારા જેવા લેખકને શોભતું નથી. તમારે તો આ પત્ર તમારૂંજ છે એમ સમજીને લખવાનું છે, સમજ્યા ?' આ પ્રમાણે તંત્રી વાત કરે ત્યાં તમે પંદર અને બારની વાત કરો એનો કંઇ અર્થ નથી. વળી તમે જાણો છે કે હું અત્યારે સાહિત્યની દુનિઆમાં સારી રીતે પબ્લીક થવા ઇચ્છું છું, ત્યાં જો પંદર–બારની પ્રતિજ્ઞા કરવા જાઉં તો મારા લેખ ઘણા ઓછા પ્રમાણમાં પબ્લીક થાય, અને તેમ થાય તો મારા મનની બધી મનમાં રહી જાય; અને આ સાહિત્યનો સિતારો અણખીલ્યા પુષ્પની માફક કરમાઇ જાય." મેં છેવટના શબ્દો લાગણી પુર્વક કહ્યા.

"જો હકીકત આમ છે તો બહેતર છે કે—એ



સાહિત્યનો સિતારો સાહિત્યની સૃષ્ટીમાંથી કરમાઇ જાયઃ જ્યાં તમારા જેવા લેખકોની કિંમત નથી, હવામાં બાચકા ભર્યે શું વળવાનુ છે ? પેટમાં ભૂખ અને હાથમાં કલમ, છતાં **નામની** ખાતર મરી ફીટનાર સાહિત્યકારોની સાહિત્યને જરૂર નથી.



જો તમે સાહિત્યમય જીંદગી ગુજારવા ઇચ્છતા હો–તો તમારા જેવા લેખકમાટે બેજ રસ્તા છે ? પહેલું તો એ કે–તમને તમારા લખાણના પૈસા મળે, અગર ન મળે છતાં તમે તમારૂં અને તમારા કુંટુંબનું પોષણ સારી રીતે નભાવી શકો. બીજું તમારામાં તમારૂં અને તમારા કુટુંબનું પોષણ કરવાની શક્તિ ઓછી હોય અને સાહિત્યસેવાથી એ ખાડો પૂરાઇ જતો હોય તો સાહિત્યમય જીંદગી ગુજારવામાં કોઇ પ્રકારનો વાંધો નથી. પણ તું જાણે કે હું લેખ લખી લખીને નામના મેળવું, સાહિત્યસેવકોની હરોલમાં ગોઠવાઉં, અને માન–મરતબો અને વાહવાહના લાડવા ખાઉં, તો એવી ધારણાઓ ધારી તારાથી સાહિત્યસેવક નહિ થવાય. તારી સ્થિતિ મારાથી અજાણ નથી. આ તારો કોટ તો જો ! તેના પર કેટલાં થીગડાં દેવાયાં છે–છતાં ફાટેલોજ દેખાય છે. તે દિવસે તું તારી પત્નીની સાડી ખરીદવાની વાત કરતો હતો તે પણ ખરીદી શક્યો નથી, અને કેટલીક જરૂરીઆતની વસ્તુઓ કે જેના વગર ચાલેજ નહિ એવી વસ્તુઓ ખરીદવાનું પણ વારંવાર તારે મુલતવી રાખવું પડે છે. એ તો પેલી બિચારી જમનાનો ઉપકાર માન કે ગમે–તેમ કરકસર કરીને પણ તારૂં ઘર નભાવે છે. જ્યાં



સ્થિતિ આ છે, ત્યાં તારે સાહિત્યના સિતારા થવું છે ! આશ્ચર્યની વાત તો એ છે કે હજી તું આમ ચલાવે જ જાય છે ! તું સંસારી માણસ કાલે જંજાળી થશે-છોકરા-છોકરીનો બાપ થશે, ત્યારે એ જંજાળને ક્યાં અનાથ આશ્રમમાં કે પાંજરાપોળમાં મૂકી આવશે ? માટેજ હું તારા હિતની ખાતર લેખના પૈસા લેવાની પ્રતિજ્ઞા લેવડાવું છું." રમણે મારા તરફ હિતભરી લાગણી જાહેર કરતાં કહ્યું.



"પણ પંદર કે બાર એમાંથી કશું યે ન મળે તો ?"

તો તારા એ લેખનાં ચીથરાંના ચુરેચુરા—કકડે—કકડા કરીને કાંડી મૂકી સળગાવી દે, સમજ્યો ? તું તારી ભલી ભોળી જમનાનો પણ વિચાર નથી કરી શકતો, કંગાળ ! સ્ત્રીનાં ચીથરાં લાવવાની તો તાકાત નથી અને મોટા સાહિત્યના સિતારા થવા નીકળ્યો છે ! શરમ છે તારા જેવા લેખકોને !" રમણે પોતાનો પિત્તો ફાટતાં સંભળાવી દીધું.

તે પછી મારા મિત્રે દરેક હાસ્ય કે શ્રૃંગારના લેખની પંદર રૂપીઆ લેવાની મારી પાસે પ્રતિજ્ઞા લેવડાવી. છેવટે ઓછામાં ઓછા બાર તો ખરાજ. તે સિવાય એક પાઈ પણ ઓછી ન લેવી એમ ઠરાવ્યું,

પ્રતિજ્ઞા લીધા પછી એક પત્રના તંત્રીએ મારી પાસે લેખની માગણી કરી. મેં કહ્યું—"તાજેતરમાંજ મેં 'આફ્તે એડી'નો લેખ નવીન શૈલી સાથે હાસ્યરસની અવનવી નવીનતાભર્યો લખ્યો છે; પણ હવેની વાત એવી છે કે કોઇ પણ તંત્રીને પંદર રૂપીઆ લીધા સિવાય લેખ ન



આપવો એવી મારી પ્રતિજ્ઞા છે. આપ એ મુજબ ખરીદી શકતા હો તો લેખ તમારી સેવામાં હાજર છે."

"પંદર રૂપીઆ તો વધારે કહેવાય; પણ વારૂ હમણાં તો તે મને આપો. વાંચ્યા પછી ખરીદવો કે કેમ તે તમને કહીશ. કાલે મારે ઘેર સાંજના વખતે આવશો તો એ વાત નક્કી થઇ જશે."



બીજે દિવસે સાંજે હું એ તંત્રીને ત્યાં જઇ પહોંચ્યો. વાતચીત કરતાં લેખ તેમને ગમ્યો છે, પત્ર નવું છે, મારા લેખની આવારનવાર જરૂર છે, વિગેરે જણાવ્યું તંત્રી પોતે જ્યોતિષ તરફ સારો અભિપ્રાય ધરાવતા હતા એટલે એ બાબતની અમારી વચ્ચે કેટલીક વાતો ચાલી. વાત કરતા કરતાં આખરે તંત્રીજીએ કયો વાર સારો અને કયો ખોટો, કયા વારે હજામત કરાવવાથી આયુષ્ય વધે છે અને કયા વારે હજામત કરાવવાથી આયુષ્ય ઘટે છે, કયા વારે કાર્ય કરવાથી સિધ્ધ થાય છે અને કયા વારે કાર્ય કરવાથી નિષ્ફળ જાય છે, વિગેરે વાતચર્ચાઓ કરવા માંડી. એટલામાં હજામની સ્વારી ત્યાં પધારી:—"કાય શેઠ આજ શુક્રવારચી તુમચી પાળી આહે; ચલા બસુન જાવા." તંત્રીજી દાઢી છોલાવવા બેસી ગયા. હું તેટલી વાર ત્યાં આગળ ૧૯મી સદીનું પડેલું એક પુસ્તક વાંચતો બેસી રહ્યો. હજામત પૂરી થયા બાદ તે બોલ્યા–"મી. વિનાયક ! શુક્રવાર એ હજામત માટે એટલો તો લાયક વાર છે કે જેની વાત ન પૂછો ! જો એ વારે તમે દર વખત હજામત કરાવો તો



જરૂર તમારો ભાગ્યોદય થાય. ચાલો કપડાં કાઢી હજામત કરાવી નાંખો."

મેં જાણ્યું એ વાત પણ ઠીક છે. ભાગ્યોદય તો થવાનો હશે ત્યારે થશે, પણ અત્યારે આ દાઢી છોલાવવાના બે આનાનો ભાગ્યોદય થતો હોય તો તંત્રી–શાસ્ત્રીજીની વાત માની લેવામાં ગેરલાભ નથી; એટલે સેવકે તેમની વાત બહાલ રાખી દાઢું છોલાવી નાંખ્યું. હું કપડાં પહેરવા જતો હતો, ત્યાંતો તંત્રીજીએ કહ્યું :"ભાઇ વિનાયક પાણી તૈયાર છે, લ્યો આ પંચીયું પહેરી નાહી નાંખો."



મેં કહ્યું—"મનુભાઇ, મોડું થાય છે અને હવે મારે જવું જોઇએ. મને પૈસા આપી પતાવો તો મહેરબાની."

"હા, તે હું તમને કયાં ના પાડું છું, પણ પંદર રૂપીઆ વિનાયકભાઇ વધારે છે."

તો બાર આપજો જાવ, બસ!" મેં મારો છેવટનો ભાવ જણાવી દીધો.

જ્યારે અમારી અહીં આમ વાત ચાલતી હતી, ત્યારે રૂમના, અંદરના ખંડમાં ભજીયાં તળાતાં હતાં; અને ખાવાનું મન થઇ જાય એવી સરસ વાસ આવતી હતી. મારા મનમાં એમ થયું કે તંત્રીજી ભજીયાં જમવાનું આમત્રંણ આપે તો એના જેવો પ્રભુએ નહિં, હું હજી આમ વિચાર કરતો હતો ત્યાં તો તંત્રીજી બોલી ઉઠયાં:—"પણ જવાય છે; એટલી બધી શી ઉતાવળ છે? જુઓ આ ગરમાંગરમ



ભજીયાં તળાય છે; તમે નાહીને આવો એટલે આપણે સાથેજ આરોગવા બેસી જઇએ."

કંઇક મન ગમતું ખાવાની વાત આવે ત્યાં મારાથી બધા કામ ભૂલાઇ જવાય એવી પ્રકૃતિ ખુદાએ મને બક્ષી હતી. એટલે વિચાર કર્યો કે જોઇતુ હતું તે મળે છે.



દાઢીના હિસાબે ભજીયાં મળતાં હોય તો તે ખાવામાં કોઇ પ્રકારનો વાંધો નથી; કારણ કે એ આના દાઢીના બચ્યા એક દિવસની શાકભાજીનું ખર્ચ બચ્યું અને ત્રણ-ચાર જાતનાં ભજીયા ખાવાની લ્હેજત પડશે તે નફામાં; એમ ધારી આનાકાની કર્યા વગર હું નાહી ધોઇ-તૈયાર થયો તો ભજીયાં તૈયાર હતા.

તંત્રીજીએ આગ્રહ કરી કરીને મને ભજીયાં ખૂબ ખવડાવ્યાં. ઉપરથી પોણો લોટો પાણી ડપકાર્યું એટલે પેટ ઢમઢોલ થઇ ગયું અને 'ઓહિયા' કરીને એક ઓડકાર ખાધો ત્યાં તો તેમણે તૈયાર કરેલી પાનની પટ્ટી મારા હાથમાં મૂકી. પાન ચાવતાં મેં કપડા પહેર્યાં અને જવાની તૈયારી કરતાં કહ્યું—"મનુભાઇ! હવે હું રજા લઇશ, મને પૈસા આપો."

"પણ વિનુભાઇ, બાર રૂપીઆ તો હજી મને ઘણાં વધારે જણાય છે."

"ના, ના, તો તો પછી મારી પ્રતિજ્ઞા તૂટે; મારો મિત્ર મને વઢે"

"એ બાર ને પંદર, મૂકોને એવી માથાફોડ! ભલા માણસ તમે તો મારા મિત્ર જેવા છો. તમને ન આપીએ



મેં પણ તરત જનોઈ ખેંચી કાઢી અને તેમને બતાવતાં કહ્યું:
"જુઓ, હું પણ બ્રાહ્મણ છું."



તો ગે તમારાથી એક અક્ષર પણ ન બોલાય, સમજ્યા ? અને ખરૂં પૂછો તો મારા જેવા બ્રાહ્મણ પાસેથી તમારાથી કંઇ લેવાય પણ નહિ." એમ કહી તેણે ઝટ પોતાની જનોઇ કાઢી બતાવી.

મેં પણ તરતજ ખમીસનું બટન ખોલી જનોઇને ખેંચી કાઢી; અને તેમને બતાવતાં કહ્યું–"જુઓ, હું પણ બ્રાહ્મણ છું. શાસ્ત્રમાં કહ્યું છે કે બ્રાહ્મણ બ્રાહ્મણની વસ્તુ મફત લઇ શકે નહિ. અને એ શાસ્ત્રાધારે તો તમારાથી મારી વસ્તુ મફત લેવાયજ નહિ." મેં હાંકે રાખ્યું.



"લ્યો છોડો એ માથાફોડ ! આ બારે નહિ અને પંદરે નહિ હું આપું એ ભલા થઇને છાનામાંના લઇ લ્યો." એમ કહી તેમણે મારા ખીસ્સામાં તેમના પોતાના હાથેજ નવી કડકડતી પાંચ રૂપીઆની નોટ મૂકી.

મેં એકવાર ફેંકી જોયું—"પણ મનુભાઇ, તમે એક પત્રના તંત્રી થઇને આમ બજારૂ વસ્તુની માફક મારા લેખના ભાવતાલ કરો એ ઠીક નહિ. તેની વ્યાજબી કિંમત તમારે આપી દેવી જોઇએ."

"હવે રાખો, રાખો; બીજી વખત જોઇ લઇશું. તમારો–અમારો સંબંધ હજી લંબાવાનો છે એ તમને ક્યાં ખબર છે ?"

મેં મનમાં કહ્યું: "નખ્ખોદ જાય એ ભજીયાં–હજામતનું !"

ભજીયાં–હજામતના ઓઠા નીચે રાખી તંત્રીજીએ મને આબાદ વેતર્યો એ વાત મને ત્યારેજ ખબર પડી કે જ્યારે તેમણે મારા ખીસ્સામાં પાંચની નોટ મૂકી. શરમમાં લેવાઇ ગયા



પછી છેતરાઈ જવું પડે છે એ પ્રસંગ મારે માટે પહેલવહેલોજ હતો.

ઢીલા ટાંટીયે-હું સીધો જ મારા મિત્રને ત્યાં ગયો. તેણે ગેલભર્યા અવાજે ઉચ્ચાર્યું: "કેમ વિનુ! પંદર રૂપીઆ-ખાટયોને ?"

"ના."



"ત્યારે છેવટે બાર તો ખરા જ ને ?"

"પંદર-બાર કંઇ નહિ, પણ જો આ પાંચ !"

"હે ! પાંચ ? બસ પાંચ ! મૂર્ખ તેં આ શું કર્યું ?" તે મારી સાથે ગુસ્સે થઇને બોલ્યો. "આટ-આટલું કહેવા છતાં તને તારી પ્રતિજ્ઞાનું ભાન ન રહ્યું ? યાદ રાખજે વિનુ ! મારા શબ્દો તને કોઇ વખત રડાવશે, ત્યારેજ તને ખરી સ્થિતિનું ભાન થશે." આમ કહી તે ક્રોધભર્યા ચહેરે એકાગ્રદ્રષ્ટિથી મારા સામું જોઇ રહ્યો.

તે પછી-તંત્રીજીએ જે નાટક ભજવ્યું હતું તેની પ્રસ્તાવના એ મિત્ર આગળ હું કહી ગયો. છેવટે થોડીક મિનિટ વિચાર કરી તેણે જણાવ્યું—"વિનુ ! જો સાંભળ :— ઘેર જઇને તરતજ તારી ડાયરીમાં આ નોંધ લખી રાખજે કે-બાર રૂપીઆં તને લેખના મળી ચુકયા છે, તેમાં બાર રૂપીઆ લેખ ખાતે જમે કરી બાકીના સાત રૂપીઆ ભજીયાં-હજામત ખાતે ઉધારી નાંખ્યાં છે; એમ લખીને મન વાળજે ફરીથી એવી ભૂલ ન થાય એ સંભાળજે."

ભાઇ નવનીત ! સાંભળ્યું ને ? આ બાબત આમ છે. મારો મિત્ર નવનીત કે જે મારી આ કથની સાંભળી રહ્યો



હતો તે કંઇ પણ બોલ્યા સિવાય માત્ર થોડુંક કરૂણુ હસ્યો. ફરીથી હવે આવી મૂર્ખાઇ ન કરવાની ચેતવણી મિત્ર તરફથી મેળવ્યા બાદ–હું સ્વગૃહે ઉપડયો. ઘેર જઈ મીસીસને પેલા પાંચ રૂપીઆ આપ્યા. મીસીસે કહ્યું—"ઠીક થયું ચાલો ! આવતી કાલથી બદામપાક બનાવશું. લેખ લખી લખીને તમારૂં મગજ ખવાઈ ગયું છે–તો આ શિઆળામાં બદામપાક ખાશો એટલે ઠેકાણે આવી જશે."



" ના, ના, જોજે વાપરી નાંખતી ! આ પાંચ રૂપીઆની તો મારે લેખ લખવા ફાઉન્ટન પેન લાવવાની છે, સમજી ?"



હાસ્ય  ધારા

# ગાંધી–ટોપી

( ગાંધી ટોપીની કમાલ દર્શાવતી હાસ્યકથા )

મૂળ હકીકત જાણે એમ છે કે, મૂળશંકર એક સંસ્કારી યુવક છે, જેના હૈયે દેશ–દાઝની છોળો ઉછળે છે: જેની નસેનસમાં દેશ–પ્રેમ અને આઝાદીનું ઉષ્ણ લોહી તનમનાટ કરી રહ્યું છે; અને જેનું મન રાતદિવસ સ્વતંત્રતાની ઝંખના કરી રહ્યું છે. એવા એ યુવાનીઆનું મૂળ વતન ઉત્તર ગુજરાતના એક નાનકડા ગામડામાં છે; જ્યાં ગાંધીયુગના આદર્શોને સમજનારા થોડાઘણા છે, પણ સામાજીક રૂઢીઓમાં એ આદર્શોને વધાવી લેનારા કોઇ નથી.

મુંબઇના આઝાદી વાતાવરણમાંથી, હમણાંજ એ પોતાના લગ્ન પ્રસંગે પોતાને ગામ ગયા હતા; અને 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં મૂકવાં ' ને બદલે આફતમાં પગલાં મૂકી, લગ્ન પ્રસંગે જેમતેમ પતાવી નાંખી પાછો મુંબઇ તરફ આવી પહોંચ્યો હતો.

કૃષ્ણ–જયંતીની રમણીય સ્હવાર હતી, અને એ સ્હવારે લોકો દેવદર્શન અને ફલાહારને માટે દોડધામ કરી રહ્યાં હતાં આજે કૃષ્ણ–કનૈયો, અરે ગીતાના ગાનાર



મહારાજનો જન્મ થવાનો છે, તે વિચારે લોકો આનંદમાં આમતેમ ફરતાં હતાં. આ બધું તે તેની બારી પાસેની ખુરશીમાં બેસી નિરખ્યા કરતો હતો, અને કૃષ્ણ જેવો બ્રહ્મચારી મહાત્મા, કૃષ્ણ જેવો કર્મયોગી, ગીતા જેવું અદ્વિતીય પુસ્તક, વિગેરે વિચાર કરતો હતો. અને આધુનિક યુગમાં વૈષ્ણવોએ કૃષ્ણને કેવો કેવો ચિતર્યો છે, એ વિચાર આવતા, તે વિચારતંદ્રામાંથી જાગી ઉઠ્યો. રૂમમાં આમતેમ આંટા મારતો હતો, ત્યાં તો પોસ્ટમેને, તેના સસરાનો એક કાગળ તેના તરફ ફેંક્યો. વહુને તેડવવાના સમાચાર વાંચી, તે લગ્નની પૂર્વ ઘટના વિચારતો બેસી રહ્યો.



+ + + +

મૂળશંકર મારો મિત્ર હતો. તેના લગ્ન બાદ હું તેને મળવાની ઘણી ઉત્કંઠા ધરાવતો, પણ કામકાજ, ધમાલ અને બહારગામ રહેવાના પરિણામે તેને મળી શકાતું નહિં આજે કૃષ્ણ–જયંતિની રજાનો દિવસ હતો, જેથી હું અને લલિતા તેની મુલાકાત માટે વીલેપાર્લેથી ઉપડયાં.

રૂમમાં પ્રવેશ કરતાની સાથે અમે મૂળશંકરને ગંભીર વિચાર નિદ્રામાં પડેલો જોયો. અમારા આવ્યાનું પણ તેને ભાન ન રહ્યું. ઘડીભર તો અમે તેની આ સ્થિતિનો વિચાર કરતાં ઉભાં રહ્યા. છેવટે લલિતાએ ઉચ્ચાર્યું, "કેમ મૂળુભા ! શું વિચારમાં પડયા છો ? ગોદાવરીને તેડાવવાના કે ગોદાવરીને યાદ કરવાના ?"

લલિતાના અવાજથી મૂળશંકર ચમકયો અને અમારા



તરફ દૃષ્ટી જતાં, તે જરાક શરમીંદો પડી બોલી ઉઠયો, અહો, હો, હો! લલિતાભાભી! જયંતભાઇ! તમે કયાંથી આજે એકાએક ભૂલાં પડી ગયાં? હું પણ તમને ઘણા દિવસથી યાદ કરતો હતો. ચાલો, ઠીક થયું કે આજે તમારી મુલાકાત થઈ."



મૂળશંકરે અમારૂં સ્વાગત કર્યા બાદ અમે તેની વિચારનિદ્રાનો મર્મ જાણવા પ્રયત્ન કર્યો. તેણે કહ્યું: "જયંતભાઇ! એ વિચારો બીજા કોઇ નહિ, પણ મારા લગ્નની પૂર્વઘટના:" એમ કહી, તેણે, તેના લગ્નપ્રસંગે બનેલી બીના કહેવા માંડી:—

મેં મુંબઇથી જ નિશ્ચય કર્યો હતો કે, ગામડીઆ લોક ફાવે તેમ ભલે નિંદા કરે પણ મારે તો મારા લગ્નમાં ગાંધી-ટોપીજ પહેરવી અને એ નિશ્ચય સાથે હું દેશમાં ગયો.

વરઘોડાની તૈયારી થઇ રહી હતી અને મારે ઘોડા પર સ્વાર થવાની જરાક વાર હતી, ત્યાં તો મારો મામો મણીલાલ હાથમાં જરીના ફેંટા સાથે આવ્યો—"લે મૂળીયા! આ ફેંટો રૂઆબથી ઝુકાવ," ફેંટાને ફગાવી દેતાં હું પોકારી ઉઠયો "છટ્ નોનસન્સ! આ આઝાદીના યુગમાં આ ખાદીધારી મૂળીયો, શું પરદેશી વસ્ત્રને શીર પર ચોંટવા દેશે.? નહિ, નહિ, કદાપી નહિ." એમ કહી મેં મારા ખીસ્સામાંથી ખાદીની ટોપી કાઢી મારા શીર પર ઝુકાવી દીધી. ત્યાં તો મારી બેન ગોમતીને, આ શુભ પ્રસંગમાં



મારે માથે ધોળી ટોપી જોઇ, મહાન અપશુકનીયો ત્રાસ થયો હોય તેમ બરાડી ઉઠી– "હાય, હાય, ! આ શું ! ગાંધીનું ટોપસું ? હાય, હાય ! શુકનમા જ ધોળું ! "

ગોમતીના બરાડા સાંભળી, મારા માતુશ્રી પધાર્યાં અને મારા માથા પર પેલી હંસલી (ખાદીની ટોપી) ને જોતાં જ તેમની આંખો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ; અને હું જાણે નાનો કીકલો હોઉં તેમ ધીમેથી સમજાવતાં કહેવા લાગ્યા, જો ' ભાઇ મૂળુ ! આ તો લગ્નપ્રસંગ છે ; અને તારાથી આવા શુભ પ્રસંગે ધોળું માથે પહેરાય કાંઇ ? ધોળું તો મરણ પ્રસંગે પહેરાય તે તું કયાં નથી જાણતો ! " માતાજીની આ વાત ચાલી રહી હતી, ત્યાં પિતાજીનો ધુધવાટો સંભાળયો– "કેમ અલ્યા મૂળીયા ! તેં આ શી ધાંધલ માંડી છે ? તારી બેન, તારી બા, અને આ બધા તારી આગળ શું ઘાસ કાપે છે ? આવડો મોટો ગધેડો થયો અને શુભ પ્રસંગમાં ધોળું માથે ન પહેરાય એનું તને ભાન નથી ?"

મેં મારા પિતાનો પિત્તો ઉકળેલો જોઇ, જરા વિનયથી કહ્યું:– " પણ બાપુ ! આ તો ગાંધીયુગ છે. હવે તમારી જુની માન્યતાઓને ભુલી જાઓ અને એક સાદાઇની નિશાની છે, માટે હું તમને પણ વિનવું છું કે, આ તમારા માથાપરનું લાલ પાઘડું ફગાવી દો, ફગાવી દો, અને ખાદીની ટોપી..............

" ચુપ કર ! એક કલાકથી ' ટોપસું ટોપસું ' કરીને



મોંઢામાં જીભ નથી ઘાલતો; ગધેડો નહિ તો !"

પિતાજી ! ગધેડો કહો, ઘોડો કહો કે પછી ઉંટ કહો; પણ હું તો આ ટોપસું પહેરીને મારી પાછળ આવનારા–ઓને સુખ કરી આપવા માગું છું."

ટોપસાંની બાબતમાં આવા અને આવી પ્રકારનાં



જાતજાતના સંવાદો સગાંવ્હાલાં સાથે થયા, છતા હું એકનો બે ન થયો. છેવટે તેઓ મારી મક્કમતાથી કંટાળ્યા, અને મેં માથા પર ખાદીના ટોપસા સહિત, ઘોડા પર સ્વારી કરી. બૈરાંઓએ લલકાર્યું:

"શુકન જોઇને સંચરજો રે,
ટોપસાંને સારી રીતે સાચવજો રે"

આગળ 'ધમ–ધમાલા પદમ' કરતાં ગામડીયાં વાજાં પાછળ ગીત ગાતાં બૈરાં અને વચમાં સેવક ઘોડાપર ટોપસાં સાથે : આમ વરઘોડો ધીમે ધીમે આગળ ધપતો હતો; પણ આજુબાજુનાં આટલાં બધાં માણસો ડોળા ફાડી મારા સામું શું કામ જોઈ રહ્યાં હશે ? એ વિચાર મારા મનમાં આવ્યો ન આવ્યો ત્યાં તો, "હાય, હાય ! પીટ્યો વર તો જરા યે શોભતો નથી" નો આવાજ મારે કાને અથડાયો. હું આ લોકોની મૂર્ખાઇનો વિચાર કરતો હતો, ત્યાં બીજો અવાજ આવ્યો. "હાય, હાય ! શુકનમાં જ ધોળું ! મુઓ અવરચંડો લાગે છે ! આવનારીના ભોગ !" આમ અવનવા વાક્ય–પ્રહારો અનુભવતાં, હું ઘોડા પર બેઠાં બેઠાં વિચાર કરી રહયો હતો. : "ખાદીની ટોપી





કહો કે પછી ટોપસું કહો; પણ એ ગાંધીયુગની નિશાની છે. એ ટોપસાંની મહત્તા આ ખાઓચીયાં ભેજાં શું સમજે ?" આ મુજબ મારૂં સઘળું ભેજું ઉપરના વિચારોમાં ગુંથાઇ ગયું. અને હું ઘોડાપર છું કે ઘરમાં છું તેનું ભાન ન રહ્યું. એવામાં ઘોડાને ઠોકર વાગી ને હું લથડ્યો. હાથમાંનું નાળીએર સરી પડતાં એક નાની છોકરીના માથે પટકાયું. છોકરી ચીસ પાડતાં જીવ લઇ નાઠી અને માની સોડમાં ભરાતાં કહ્યું, "બા, મને વરે નાળીએર માર્યું," પ્રત્યુત્તરમાં માએ સૂણાવ્યું, "મૂઓ પીટયો વર !"

નાળીએર પડી જવાથી અપશુકન થયાં છે, અને એ અપશુકન આ ધોળી ટોપીને જ આભારી છે. વળી અપશુકનને અંગે ભવિષ્યમાં કેવી આફતો આવનાર છે, વિગેરે ઘણા પ્રકારની કુશંકાઓ જુદીજુદી ખોપરીમાંથી બહાર પડવા લાગી. પણ મેં એવા વ્હેમોની રજમાત્ર પણ દરકાર ન કરતાં કહ્યું, "ભાઇઓ અને બ્હેનો ! આ તો 'વા વાયાથી નળીયું ખસ્યું અને તે દેખીને કુતરૂં ભસ્યું.' એના જેવી તમારી વાત છે. હું અજાયબ થાઉં છું કે, તમે આદુ ખાઇને આ દેશઉદ્ધારણી ટોપી પાછળ શું કામ પડયા છો ?" ત્યાં તો મારા પિતાનો મિજાજ હાથથી ગયો : "જાન્હમની ખાડીમાં ગયું તારૂં ટોપસું, હરામખોર !" મારાથી આ ગાંધી–ટોપીનું હડહડતું અપમાન સહન થઈ શક્યું નહિ. મારો પણ પિત્તો એટલો જ



જોરથી ઉછળ્યો અને મારાથી બોલાઇ જવાયું : " બોલો, મહાત્મા ગાંધીજીકી જય ! ઇન્કીલાબ ઝીન્દાબાદ ! " આ સાંભળતાં જ વરઘોડામાં આવેલાં લોકોને, જાણે મારૂં કાતરીયું એકાએક ગેપ થઇ ગયું હોય એમ લાગતાં, મારા સામુ અજાયબીમાં ડોળા ફાડી જોઇ રહ્યાં. એટલામાં એક જણે



આગળ ધસી આવતાં ભવાં ચઢાવી કહ્યું, " અલ્યા એ મૂળીયા ! તારૂં ચક્કર ફરી કેમ ગયું છે ? આ તો વરઘોડો છે કે સરઘસ ? ન દેખાતું હોય તો જરા ચસ્માં ચઢાવી જો, એટલે ખાત્રી થાય ! " મને ચશ્મા ચઢાવવાની સલાહ આપનારને મારે શો જવાબ આપવો, તેનો હું વિચાર કરતો હતો, ત્યાં તો વરઘોડો ઘર આગળ આવી પહોચ્યો, અને હું ઘોડા પરથી ઉતરી પડયો.

બીજે દિવસે જાન લઈ નજીકના ગામમાં પરણવા જવાનું હતું; એટલે ગાડાં અને વેલ જોડી, ધૂમધડાકા અને ગીતોનાં પૂરબહાર સાથે જાન નીકળી પડી. સસરાના ગામના પાદરે આવતાં, લોકો વર જોવાં ટોળે વળી ઉભાં હતાં, એવામાં કેટલાક ઓચિંતા અવાજ મને સંભળાયા :- "અલી, આમાં ગોદાવરીનો વર કયો ? " પહેલી સ્ત્રીએ પ્રશ્ન કર્યો. "હાય, હાય ! વર તો નજરે ય પડતો નથી ! " બીજીએ વરની ઓળખાણ ન પડતાં કહ્યું. "કેમ કાંઈ આંખે આંધળી છે ? આ પેલી ધોળી ટોપી પહેરીને બેઠો એ " ત્રીજીએ વરને ઓળખી કાઢતાં જણાવ્યું. " હેં માથે ધોળું પહેરીને પરણવા આવ્યો ? મુઓ પીટયો અપશુકનીઓ ! બિચારી





ગોદાવરીનો ભવ બગાડશે તો ?" ચોથીએ તિરસ્કાર દર્શાવતાં ભસી નાંખ્યું. આમ રંગબેરંગી આક્ષેપો સાંભળતાં જાન જાનીવાસે આવી પહોંચી.

ભોજન વિગેરેની સમાપ્તિ થયા બાદ સામૈયું આવ્યું. સામૈયામાં આવનારાઓએ પણ મારે માટે મન ગમતી ટીકાઓ કરી; પણ હવે હું એવી ટીકાઓથી રીઢો થઇ ગયો હતો, એટલે તેમના બોલવાની કે બકવાની મારે મન કિંમત જ ન હતી. થોડીવાર પછી ઢોલ–ડુગલી–અને ત્રાંસાના ધમધમાટ અવાજ થવા લાગ્યા અને હું સમજ્યો કે હવે મારે પરણવા જવાનો વખત થયો છે. હું આમ ટોપસું ઝુકાવીને બહાર પડું છું, ત્યાં સસરા તરફથી અલ્ટીમેટમ આવ્યું કે, 'જો તમે ધોળું ટોપસું પહેરી પરણવા આવશો, તો તમને ઝાંપેથી જ પાછા વાળવામાં આવશે. સીધી રીતે પરણવું હોય તો રંગીન ફેંટો અગર લાલ પાઘડી પહેરીને આવજો. જો એ પ્રમાણે વર્તવા નાખુશ હો, તો આવ્યા તે રસ્તે પાછા સીધાવી જાઓ."

આ અલ્ટીમેટમથી તો પિતાના ટાંટીયા ઢીલા થઈ ગયા, પણ હું તો મક્કમ હતો. સસરાના અલ્ટીમેટમના જવાબમાં મેં સુણાવી દીધું કે–" તમારો જમાઇ ટોપસું પહેરીને જ પરણવા માગે છે. જો તમે એ પ્રમાણે પરણાવવા ન માગતા હો, તો હું પરણવા ઇચ્છતો પણ નથી." મારી આ મક્કમતા જોઇ એક કેળવાએલ ભાઇ તો મોંમાં આંગળી લઇ ગયા અને બોલી ઉઠયા " શાબાશ મી૦ મૂળશંકર !



ખરેખર ધન્ય છે તમારી મક્કમતાને !"

મારો આ નિશ્ચય સાંભળી, મારા સસરાને લાગ્યું કે, તેમણે આપેલો જવાબ હું પચાવી ગયો છું; ત્યારે તે ઢીલા પડ્યા. તેમને લાગ્યું કે આ છોકરો સમજે તેમ નથી, અને હું ઉદ્ધતાઇ કરી જાનને પાછી કાઢીશ, તો તેની તો ઠીક પણ મારી ફજેતીના કાંકરા થશે, એમ સમજી મારી મક્કમતાની વિરૂધ્ધમાં જવાબ વાળવાનું મુલતવી રાખ્યું.



આ બનાવથી મારા પિતાનું મોઢું એરંડીયું પીધા જેવું થઇ ગયું હતું અને માતા રડી પડે એમ થઇ ગયાં હતાં. સગાંવ્હાલાંના વારંવાર આગ્રહ છતાં મેં તેમની કોઇની પણ પરવા કર્યા વગર કહ્યું, "હવે ચાલો, યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે."

ધામ-ધમાલા-પદ્દમ કરતાં વાજાં ગગડવા લાગ્યા, જાનડીઓ ગીત ગાવા લાગી અને બધાની વચ્ચે માથે ખાદીના ટોપસાં સાથે પરણવા ચાલ્યો. સસરાનાં ઘર નજીક આવતા, મામા મણીલાલે મારે માથેથી એકાએક ટોપસાંને લઇ ગલીમાં ફગાવી દઇ, મારે માથે લાલ પાઘડી ચોંટાડી દીધી. મારો પિત્તો ફાટતાં મેં પણ પાઘડાંની જોસથી બોલીંગ કરી અને બાજુની ગલીમાં ટોપસું લેવા દોડયો. ફેંકેલુ પાઘડુ, સામેજ બેઠેલા મારા સસરાના ગોળી જેવા પેટ પર પટકાયું અને વિકેટમાં ગાબડું પડયુ હોય એમ પેટ પર થતાં તે ચમકી ઉઠયા. હું આ બાજુ અંધારામાં દોડધામ કરી ટોપસાંની શોધ ચલાવી રહયો હતો, ત્યાં તો



પાણીનો લોટો લઇ કુદરતી હાજતે જતી ગોદાવરી [માશુક] સાથે અથડાઇ પડ્યો. આમ અણધાર્યો અકસ્માત થતાં, તેના હાથમાંનો લોટો ઉછળી મારા મોઢાં પર પડ્યો અને સેવકનું મુખારવિંદ દિશાએ જવાના પાણીથી ધોવાઇને પવિત્ર બન્યું. તેણે કહ્યું "કેમ કંઇ આંખો ફુટી ગઇ છે ? જરા ઉચુ જોઇને ચાલતાં શું થાય છે ?" તેને ન ઓળખતાં મેં વિનયથી કહ્યુ : "માફ કરજો બ્હેન આ અંધારામાં ટોપી શોધવાની ધાંધલમાં હું આપને જોઈ શક્યો નહિ."



હું અને લલિતા મૂળશંકરનો લગ્ન ઇતિહાસ રસપુર્વક સાંભળી રહ્યાં હતાં પણ આ બનાવથી અમે ખડખડાટ હસી પડ્યા. લલિતાએ જરાક મશ્કરીમાં કહ્યું, એવાં ક્યાંથી ભાગ્ય કે પરણ્યા પહેલાં પત્નીના હાથનું પવિત્ર પાણી પીવા મળે.

હું લલિતાની ચાલાકીથી ખુશ થઈ કંઇક બોલવા જતો હતો, ત્યાં મૂળશંકરે લગ્ન-કથાને આગળ ચલાવી:—

ટોપીને જેમતેમ કરી શોધી કાઢી, અને પાછો મૂળ સ્થળે જઈ પહોંચ્યો. મારાં કપડાં જરાક ભીંજાએલાં જોઈ મામો મણીયો બોલી ઉઠ્યો: "મૂળશંકર, આ કપડાં ભીનાં કેમ ?" મેં રીસ કરતાં કહ્યું, "ચુપ કરો ! તમે મારી મક્કમતાની આડે આવો છો."

છેવટે, સાસુએ મને પોંખ્યો, માયરામાં બેઠો, લગ્ન થયાં અને પરણીને ઉઠ્યો ત્યાં જાનડીઓએ લલકાર્યું.



"અમે ઇડરીઓ ગઢ જીત્યાં રે આનંદભર્યાં, અમે મૂળજીભાઇને પરણવી દીધાં રે આનંદભર્યાં."

ગાંધી ટોપી પહેરીને લગ્ન કરવાનો, મુંબઇથી કરેલો નિશ્ચય મૂળશંકરે સાંગોપાંગ પાર ઉતાર્યો સાંભળી હું ગાજી ઉઠ્યો, "કમાલ કરી, દોસ્ત મૂળજી !"



"હાં પછી ?" આગળ સાંભળવાને ઉત્સુક થઇ રહેલી લલિતાઓ હસતાં હસતાં કહ્યું.

"પછી શું ? પછી હવે કહેવાની જરૂર હોય ? !" મૂળશંકરે જરા હાસ્યમિશ્રિત ચહેરે કહ્યું; અને લલિતા શરમાઇ ગઇ.

લગ્ન–કથાની પૂર્તિ કરતાં તેણે ચલાવ્યું :–

થોડા દિવસ બાદ, અમે લગ્નની પૂર્વ ઘટના વિષે વિચારોની આપ–લે કરતાં બેઠાં હતાં, તેવામાં તેણે જણાવ્યું, "નાથ ! લગ્નની રાત્રે તમે પરણવા આવ્યા તે વખતે એક રમુજી બનાવ બન્યો તે કહેતાં મને શરમ આવે છે."

"પ્રિયા ! હવે તમે આમ ક્યાં સુધી શરમાયા કરશો; કહી નાંખો." જરાક હસીને વ્હાલપૂર્વક કહ્યું.

"વાત એમ છે કે કુદરતી હાજતે લોટો લઇ હું નીકળી," તેણે શરમાતાં શરમાતાં કહ્યું, "ત્યાં એક માણસ અજાણ્યથી મારી સાથે અથડાઇ પડતાં, તે લોટામાંનું પાણી તેના મોઢાં પર ઢળી ગયું." એમ કહી તે હસી પડી !

મેં મારી આંખોને બે હાથથી ઢંકી દઇ, ડોકું નીચું નમાવી દીધું.

"નાથ. શું થયું ?" તેણે સ્હેજ ગભરાટથી પૂછ્યું.

મેં ધીમેથી કહ્યું, એ તો હું હતો,"

અને તેનાં નેત્રો અજાયબીમાં મારા સામું નિરખી રહ્યાં.

## હાસ્ય  ધારા

# લોટરી લાગી.

"કુયા કરે નર ફાંકડા થેલીકા મેં સાંકડાં." એ હિસાબમાં દેવશંકર દવે સુકાઇ ગયા હતા. ઘણીયે યુક્તિ–પ્રયુક્તિઓ અજમાવી જોઇ, પણ આ કડકાઇના જમાનામાં થેલીઓ હવે દાદ આપે તેમ ન હતું. ક્યાંથી આપે ? કારણ કે, વારંવારના ન્યાતવરાઓથી 'વાહ–વાહ 'નો જશ લેવામાં સઘળા પૈસાનો સદુપયોગ થઇ ગયો હતો, ને હવે કંઇ વેપલામાંથી થેલીઓ ભરાય, એવી વેપારની સ્થિતિ રહી નો'તી. દુકાનભાડુ અને નોકરોનો પગાર પણ વેપલામાંથી પેદા કરવો ભારે થઇ પડયો, તો પછી થેલીઓ ભરવાની અને ગોળી જેવા પેટ પર ઠંડે કલેજે હાથ ફેરવી 'ઓઇઆં' કરવાની તો વાત જ શી ! આમ એક બાજુથી લક્ષ્મી–દેવીની કફા મરજી હતી, જ્યારે બીજી બાજુથી કડકાઇ–દેવીની પ્રસન્નતા દિવસે દિવસે વધે જ જતી હતી; એટલે બૈરીને દેશમાં પાઠવી, છોકરીને સાસરે વળાવી અને છોકરાને નોકરીએ વળગાડયો.

થોડા દિવસમાં વેપારનાં આરીયાં કરી, ચિ. જગુને પંદર રૂપીયાના ભાડાનો રૂમ અપાવી જગુના શેઠને તેની



નોકરીની સહિસલામતીમાટે ભલામણ કરી, મી. દવે કડકાઇના કંટાળાનો થાક ઉતારવા સ્વદેશ ભણી ઉપડી ગયા. અહીં જગમોહનભાઇને ટુંકા પગારેમાં પંદર રૂપીયાને રૂમ ભારે પડયો, એટલે બીજા ત્રણેક મિત્રોને રૂમ સાથે રહેવા આમંત્ર્યા. જગમોહન વત્તા ત્રણ એટલે એક મુખ્ય–ભાડુત સાથે પેટા ભાડુત નંગ ચાર વાતને આગળ લંબાવતા પહેલાં તેમાંના દરેકની ઓળખાણ, ધંધો અને મળતરનું ટુંક વિવેચન કરવાની જરૂર છે.



મુખ્ય–ભાડુત નં ૧—કડકાઇના કારણે સુખીમાંથી દુઃખી, ધંધામાંથી નોકરી પંતુજીની. પગાર રૂા. ૪૫, નામે જગમોહન, જાતે બ્રાહ્મણ, ઉંમર વર્ષ ૨૫, શરીરે લઠ્ઠ પણ વાંદો અને સ્વભાવે શાન્ત.

પેટા–ભાડુત નં. ૨—બાપદાદાનો ધંધો ખેતીનો, પણ ભાઇ જરા અંગ્રેજી ભણેલા એટલે બળદીયાનું પૂછડું આંબળવું મૂકી દઇ, અહીં મુંબઈ દોડી આવ્યા. નોકરી–વહોરાઓની દુકાનેથી ચપ્પું, છુરી, કાતર વિગેરેના ઓર્ડર મેળવી શેઠને આપવા અને તેમાંથી મહિને–દહાડે ૫૭–૬૦ રૂપીયા ઝુડી કાઢવા, નામે ઠાકોરદાસ સરદાર વલ્લભભાઇની નાતનો ઉમર વર્ષ ૨૩, શરીરે મજબુત, પરણેલો એટલુંજ નહિ પણ એક પુત્રનો પિતા, ટુંકા પગારથી બહોળા કુટુંબને પોષવાના અંગે હાલ બૈરી દેશમાં, સ્વભાવે જરાક ઉદ્ધત.

પેટા–ભાડુત નં. ૩—બાપદાદાનો ધંધો કડછો ફેરવવાનો–મોટી મોટી ન્યાતોના ન્યાતવરા બાફવાનો, બોર્ડીંગમાં

## લોટરી લાગી



બાર વરસ રહી, મફતનો ભાત ઝુડી, મેટ્રીકમાં બે વખત નાપાસ થઈ આખરે ગોદીમાંથી માલ છોડાવનાર કલીઅરીંગ-કલાર્ક, પગાર રૂા. ૫૦, નામે ગણપત, જાતે ભટમેવાડા બ્રાહ્મણ, ઉમર વર્ષ ૨૪, સગપણ થયું છે, પરણવાની વાર છે, શરીરે પાંજરાપોળના આખલા જેવો અને સ્વભાવે ભૂત જેવો.



પેટા-ભાકૃત નં. ૪—જૈન હોવા છતાં બાપદાદાનો ધંધો હૅરકટીંગ સેલુનનો, ભાઈ જરા છ ચોપડી ગુજરાતી અને બે ચોપડી અંગ્રેજી ભણેલા એટલે પોતાની જાતને કેળવણી પામેલી માનતા; અને કેળવાએલો થઇ-જૈન થઇ-સેલુન ચલાવાય જ કેમ! એ વિચારો આવતાં-બાપના બારમા પછી તરત જ સેલુનનાં આરીયાં કરી, તુરીયાંને ભાવે વેચી દીધો. હાલમાં નોકરી ઉઘરાણીની, પગાર રૂા. ૪૦, નામે નાથાલાલ, ઉમર વર્ષ ૨૯, વિધુર, પણ બીજી વખત પરણવાનો ઉમેદવાર, શરીરે માયકાંગલો અને સ્વભાવે તીખા મરચા જેવો.

ઉપરના ટુંક વિવેચન ઉપરથી જાણી શકાય છે કે ચારેની પ્રકૃતિ ચારે દિશામાં વહેંચાઇ ગએલી હતી; એટલે 'કુતરૂં તાણે ગામ ભણી અને શિયાળ તાણે સીમ ભણી' એમ દરરોજના નજીવા કાર્યોમાં પણ બન્યા કરતું.

રવિવારનો નિરાંતનો દિવસ હતો, અને તે દિવસે દેશમાંથી આવેલા મારા એક જુના સ્નેહીને હું મળવા જતો હતો ત્યાં તો રસ્તામાં જ મારો લંગોટીયો મિત્ર જગુ મળ્યો. જગુ ને હું સાથે રમેલા-ભણેલા તે આજે



નિશાળ છોડયા પછી લગભગ ચાર વર્ષે મળ્યો. રસ્તામાં ઉભા રહી ભૂત-વર્તમાનના સમાચાર પૂછતાં જગુએ તેની રૂમ પર આવવા મને ઘણો આગ્રહ કર્યો અને હું ગયો.

રૂમ પર ગયા પછી જગુએ મારા સ્વાગત માટે ચા-પાણીની તજવીજ કરવા માંડી ત્યાં તો જગુના સાથીદારોમાંથી એકનો અવાજ મારે કાને પડયો-' ઠાકોરદાસને લોટરી લાગી !' અને હું બોલ્યો:-''નશીબદાર ! કેટલા રૂપીઆ આવ્યા? ગોવાની છે કે બીજી કોઇ ?'' મારા બોલવાનો કંઇ અર્થ જ ન હોય તેમ નીચું જોઇને તેમને હસતાં જોતાં, હું જરા વિચારમાં પડયો ત્યાં તો જગુએ કહ્યું-' કંઇ નહિ, મી૦ વ્યાસ ! લોટરી લાગવી કંઇ રસ્તામાં પડી છે? આ તો આમ બે ઘડી ગમ્મત !'

ચા પીધા પછી-હું જવાને ઉઠયો, ત્યાં તો-'જગમોહન ! તને લોટરી લાગી' નો અવાજ મારા કાને અથડાયો અને હું જગમોહન સામે અજાયબીથી જોઇ રહ્યો. તેણે કહ્યું-' મી૦ વ્યાસ, એમાં અજાયબ થવા જેવું કંઇ નથી. આ તો આ લોકોની વાયડાસ છે.' જગમોહન વાતને ગમ્મતમાં ખપાવી મુખ્ય ભેદ છુપાવવા માગતો હોય તેમ મને જણાયું. વખતે તેના મિત્રો આમ મર્મમાં બોલી મારી મશ્કરી કરતા હોય અને તે મશ્કરીનું સ્વરૂપ જાણતાં મને દુ:ખ લાગશે જાણી, જગમોહન મારા મનનું સમાધાન તો નહિ કરતો હોય? એવી શંકા મારા મગજમાં ભરાઇ, ત્યાં તો પેલા જુના સ્નેહીને મળવાનો વિચાર આવતાં હું જગમોહનથી જુદો પડયો.

## લોટરી લાગી



ઘણા દિવસ પછી જગમોહન આજે એકાએક હૅન્ગીન્ગ ગાર્ડનમાં મળ્યો. વાતચીત કરતા બાંકડા પર બેઠા અને તે દિવસે ઉદ્દભવેલી લૉટરીની શંકાનું નિવારણ કરવા મેં તેને કહ્યું. તેણે ખડખડાટ હસી પડતાં જણાવ્યું-- 'મી૦ વ્યાસ! એ વાતમાં સાર જેવું કંઇ નથી, છતાં પણ તમારી શંકાના નિવારણની ખાતર એટલું જ નહિ, પણ એ બાબત મૂર્ખાઇ સાથે રમુજ ભરેલી હોઇ, તમારા જેવા રમુજી માણસને એ ઘડી હસવાનું થશે–જાણી કહું છું:-



બાબત એમ છે કે રૂમમાં રહેનાર, અમે ચાર છીએ અને અમારા ચારેની પ્રકૃતિ ભિન્ન ભિન્ન પ્રકારની છે, (એમ કહી તેણે, તેમનાં અંગત વર્ણનો મને કહી સંભળાવ્યાં.) જેના અંગે પાણી ભરવામાં, ઝાડુ કાઢવામાં. ચા બનાવવામાં, ચાનાં વાસણ માંજવામાં અને સાફ–સુફ કરવામા, એક કહે તું કર, બીજો કહે તે કરે; ત્રીજો કહે મારૂં માથું દુઃખે છે અને ચોથો કહે મારે નોકરી પર વહેલું જવું છે. આમ બાનાં બતાવીકામમાંથી છટકી જવાનો દરેક જણ ઇરાદો કરે અને કામ છેવટે અરધું–પરધું થાય ન થાય. લાંબો વિચાર કર્યા પછી, મેં એક યુક્તિ શોધી કાઢી અને તે યુક્તિ આ 'લૉટરી.'

દુનિયાની લોટરીથી આ લોટરી જુદા પ્રકારની છે. કામની વ્યવસ્થા જાળવવાની ખાતર દરેક કામ કરતા પહેલાં ચાર ચીઠ્ઠીની અંદર એકેક જણનું નામ લખવામાં આવે. પછી એ ચીઠ્ઠીઓને વાળી, સેળભેળ કરી તેમાંથી એક



ચીઠ્ઠી ઉપાડવામાં આવે. જેના નામની એ ચીઠ્ઠી હોય, તેણે તે કામ જખ મારીને કરી નાંખવું પડે. આ પ્રમાણે અમે આળસુઓ પાસે કામ કરાવવાની આવી યુક્તિની શોધ કરી છે.

તમે તે દિવસે આવ્યા ત્યારે ચા બનાવવા પહેલાં લોટરી કાઢવવામાં આવી હતી. લોટરીમાં ઠાકોરદાસનું નામ આવ્યું અને તેણે ચા બનાવી. ચા પી રહ્યા પછી ચાનાં વાસણો ધોવાની લોટરી કાઢી તેમાં મારૂં નામ આવ્યું અને તમારા ગયા કેડે મેં વાસણ ધોઇ નાંખ્યાં. તમે જ્યારે ખરેખરી લોટરી સમજી કેટલા પૈસા આવ્યાનું પૂછતા હતા, ત્યારે તેમને હસવું આવે એ સ્વભાવિક છે.



જગમોહનની વાતથી શંકાનું નિવારણ થતાં અને આ અજાયબી ભરેલી વાત સાંભળતાં મારાથી હસી જવાયું અને બોલી ઉઠયો, 'હત તારીની, આમ વાત છે કે !'

અરે ભાઇ વ્યાસ! એ વાત તો ઠીક, પણ થોડા દિવસ ઉપરની વાત છે કે, નળ પર બૈરાં વિગેરે હોય, સંડાસ ગંદાં હોય; એટલે લઘુશંકા મોરીમાં કરવાનો રિવાજ રાખવામાં આવ્યો હતો. રિવાજ રાખીને યે પણ જો સાફસુફ કરવામાં આવતી હોય તો તો જાણે ધૂળ નાંખી !

થોડા દિવસ બાદ–મોરીમાંથી દુર્ગંધ આવવા માંડી, પણ ચારમાંથી એકે ય જણ તેને સાફ–સુફ કરવાની લોટરી કાઢવાનું ઉચ્ચારતો નહિ. કારણ કે મોરી સાફ કરવાનું દરેકને કડવું લાગતું હતું. છેવટે હું કંટાળ્યો અને

## લોટરી લાગી



કહ્યું:—'ચાલો આજે મોરી સાફ કરવાની લોટરી કાઢીએ; ક્યાં સુધી આમ ચલાવશું?' અને મહામહેનતે એમ ઠર્યું કે ચાર વખત લોટરી કાડવી અને ફોક કરવી; પાંચમી વખતે જેને લોટરી લાગે તે ખરૂ. પાંચમો દાવ ફેંકાયો અને ચીઠ્ઠી ઉપાડી. દરેકના હૃદયમાં કોનું નામ આવે છે તે જોવાની અધિરાઇ થઇ. આખરે ચીઠ્ઠી ખોલતાં ઠાકોરદાસનું નામ વંચાણું. ત્યાં તો બાકીના અમે પોકારી ઉઠયા;-'ઠાકોરદાસને લોટરી લાગી!'



બૂમ સાંભળી બાજુના રૂમના મગનભાઇ છાપું વાંચવાનું પડતું મૂકી દોડતા આવ્યા- 'હે! ઠાકોરદાસને લોટરી લાગી ધન્ય છે રે ભાગ્ય! કેટલા રૂપીઆ આવ્યા?'

ઠાકોરદાસને કઇ બાબતની લોટરી લાગી હતી તે ઠાકોરદાસનું મન જાણતું હતું. લોટરી લાગી છે, તેના બદલામાં ઠાકોરદાસને ઘસી ભુઝડીને મોરી સાફસુફ કરવી પડશે એની એ મગનભાઇને કયાં ખબર હતી?

છતાં અમે હાસ્યને રોકી રાખી. ચહેરો ગંભીર રાખી કહ્યું:— "ઠાકોરદાસને રૂ. ૧૫૦૦ ની લોટરી લાગી મારા મગનભાઇ! તમે ને હું બાર મહિના સુધી ટાટીયા ઘસી ઘસીને મરી જઇએ છતાં પંદરસો કયાં છે? તકદીર ખુલે છે, ત્યારે અકરચકરમાંથી યે આવી મળે છે. આ ઠાકોરદાસભાઇનાં તકદીર ખુલ્યા તો એમને ય એમના નશીબમાં જે હતું તે (?) મળ્યું. કવિ બાળાશંકરે કહ્યું છે ને:—

'અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો;
ન માગે દોડતું આવે ન વિશ્વાસે કદી રહેજે.'



'આ ઠાકોરભાઇ નહોતા માગતા તો યે એ પ્રારબ્ધજે લેવાનું હતું તે લઇને આવ્યું અને મગનભાઈ તમે માગી માગીને થાક્યા છો તો યે તમારે કંઇ આવતું નથી. નશીબની વાત છે ભાઇ એ તો! કેમ ચંચળ ભાભી બોલ્યાં નહિ, ખરૂં ને ?'



મગનભાઇનાં પત્નિ ચંચળ હાવકું મોં રાખી અમારી વાતો સાંભળી રહ્યાં હતાં તે ધીમે રહીને બોલ્યાં:–'હાસ્તો ભાઇ! નશીબની વાત ન્યારી છે.'

ઠાકોરદાસને રૂ. ૫૦૦ લોટરીમાંથી મળ્યા છે એ વાત એક મોઢેથી બીજે મોઢે એમ આખા માળામાં ફેલાઇ ગઇ, છતાં અમે એ વાતનો ભેદ ન ફોડયો, ભલેને લોકો એ ઘડી વાતો કરી, ઠાકોરભાઇ જેવી નશીબદાર વ્યકિતને જોવાની ઉત્કંઠા ધરાવે !

વળી અમે તો એટલે સુધી વાત ઉડાવી દીધી કે રૂા. ૧૫૦૦ રોકડા મુંબઇગરા બેંકમાં ન રાખતાં ઘેર લાવી રાખ્યા છે. તે એવી શરતે કે તેમાંથી અમુક રૂપીઆ ધર્માદા કર્યા બાદ જ તે રકમ બેંકમાં ભરવી.

વાત તો ઉડાવી પણ તેનું પરિણામ શું આવ્યું ? મી. વ્યાસ, તે તમે જાણો છો ? અરે, મશ્કરી કરતાં ઠઠ્ઠો થઇ ગયો.

ખુદાનું કરવું ને અમારે સુધરવું કે—તેજ દિવસે શનિવાર : શનિવારની રાત મુંબઇમાં ગોલ્ડન—નાઈટ કહેવાય છે, અને તે રાતે મુંબઇમાં નાટક—સીનેમાની ધમાલ હોય છે.





અમારી લોટરી કંપની પણ તેજ દિવસે નાટક જોવા નીકળી પડી.

અમે જ્યારે અહીં નાટક–શાળામાં વન્સમોર પર વન્સમોર ઠોકતા હતા, ત્યારે અમારા રૂમમાં પેટીઓનાં તાળાં પર હથોડા ઠોકાતા હતા. 'મોહનલાલાનાં એકશન અને શબ્દોને સરળતાથી ફેંકવાની કળા એટલે બસ ખતમ ! બોલવાની છટા વિર-રસ તો શની માસ્તરના; ફારસમાં તો મૂળચંદ મામો; એની બરોબરી વિઠ્ઠલદાસ સિવાય બીજો કોઈ ન કરી શકે. હમણાં હમણાં પ્રલ્હાદ પણ વીરાંગનાની ભૂમિકા ઠીક ભજવી જાય છે.' આમ વાતોનાં ગપાટાં છોડતાં નાટક જોઈ અઢી વાગે ઘેર આવી પહોંચ્યા. તાળું ઉઘાડી રૂમમાં પ્રવેશ કરતાંની સાથે જ અમારો હર્ષ, કરૂણ–રસમાં પલટાઈ ગયો. પેટી–પટારાંમાંની વસ્તુઓ રૂમમાં આમતેમ અસ્થવ્યસ્થ સ્થિતિમાં પડી હતી. અમે અમારી મૂળ જે કહેવાય તે વસ્તુની પહેલી શોધ ચલાવી પણ ચોરો ભોળા નથી કે હાથમાં આવેલા કલદાર છોડી જાય !

ગટર તરફની બારીના સળીઆ તોડી, ચોરોએ રૂમમાં પ્રવેશ કર્યો હતો અને અમારા ચારેના મળીને એકંદરે સોએક રૂપીઆ રોકડા–ગણપતભાઈની રૂા. ૮૦ ની સોનાની કંઠી અને આપણા પંદરસોના લોટરીવાળા ઠાકોરભાઈનું રૂપીઆ ૨૫ નું કડું આમ કુલ્લ રૂ. ૨૦૫ ની ઉઠી; ત્યારે અમારી આંખો ઉઘડી.

ઠાકોરભાઈને લોટરી લાગી છે; રૂ. ૧૫૦૦ આવ્યા



છે, અને એ રૂપીઆ ઘરમાં છે, એમ વાત ફેલાવવામાં મોકાણુના સમાચાર એ થયા કે રૂા. ૨૦૫ ની ઉડી.

મી. વ્યાસ જોયું ! આમ બાબત બની ગઇ. આત્યારથી લોટરી કાઢવાની કે કામની આનાકાની કરવાની ખોડ ભૂલી ગયા. સીધા રહીને દૂધ ન પીવાય પણ વાંકા રહીને



મુ... પીવાય તે આનું નામ !

મેં એક ઉંડો નિશ્વાસ નાંખતાં-હસીને કહ્યું, 'છેવટે પણ લોટરી લાગી ખરી ! પણ કોણને ? "ચોરને જ તો."



# હાસ્ય  ધારા

## કડકાચંદની કહાણી.

**આ** સેવકનું મુબારક નામ કડકાચંદ જાતનો વાણીયો એક આંખે કાંણીયો, અને વખત આવે વાંકો તો સહુનો બની જાય ભાણીયો. કહેવત છે કે–'કાંણીયાં નર કોક સાધુ' એ ઉક્તિ અનુસાર આ સેવક સાધુ તો નો' તો; તોપણ સાધુપણાની આબાદ નકલનો નમુનો તો હતોજ. ઘણાએ સ્વાંગ ધારણ કરતો, ઘણીએ ભાષાઓ બોલતો. અને ભલભલા અફલાતુનોને પણ પોતાની જાળમાં ઝડપતો. પણ કોઇ કોઈ પ્રસંગે, મારી કાચની ડાબી આંખ મને દગો દેતી. કુદરતની એટલી ભૂલ, કે કિનારે આવેલું વહાણ કોઇ વખતે ડુબાડી દેતી. ભણ્યો'તો ઉઠાં સુધી; પણ દુનિઆનાં ટપલાં ખાઇ ખાઇને, કુંભારની ભઠ્ઠીમાં પકવેલા ઘડા જેવો પાકો થયો હતો; એટલે જાતજાતની ભાષાઓ બોલી શકતો. ભાત ભાતની ચાલાકી ચલાવી શકતો. અવનવાં રંગ રેલાવી શકતો આંકફરક–સટ્ટો–લીયાદીયા–ઘોડાની શરત–જુગાર–વીગેરે મુબારક ધંધાનું તો પૂછવુંજ શું ! એમાં તો સેવક ફુલેવરનો એકકો ! એ દરેક પ્રસંગે સેવક કંઇ ને કંઇ કમાતો. પણ જ્યારે કેટલીક વખતે, એ બાબતમાં ચાલાકી



અને હોશિયારી સંપૂર્ણપણે અજમાવવામાં આવતી, ત્યારે નસીબદેવી મારા પર પ્રસન્ન થઇને રૂપીયાનો વરસાદ વરસાવતી તે વખતે આ તમારો સેવક, જમીન પર ચાલવાનું ભાન ભૂલી જતો. પણ એ બધું ચાર દિવસની ચાંદની જેવું હતું. સેવકથી એટલું જીરવાયજ કયાંથી! એટલે થોડાજ દિવસમાં લક્ષ્મીદેવી પોતાનો રસ્તો શોધી લેતાં. છેવટે આ કડકાચંદ તો પાછો કડકો ને કડકોજ રહેતો, મારા નશીબમાં નિરંતર સુખી રોટલો લખાયો નો'તો; એટલે મને અનેક ધંધાઓ કરવાની ફરજ પડતી. તેમાં હું ફાવતો, હારતો, કંટાળતો અને છેવટે ભાનભૂલો થઇને–કાતરનો આશરો પણ લેતો. ખીસ્સાં કાતરવાની પરીક્ષા લેવાનું કદાચ કોઇને મન થાય તો, તેમાં મને પહેલો નંબર મળે; એવો હું બાહોશ હતો. પૈસે–ટકે કોઇ વખત ખાલી રહેતો; પણ કપડાં–લતામાં અપ–ટુ ડેટ રહેતો. એટલે 'ખીસ્સા ખાલી અને ભપકો ભારી' એ પદવીને વારંવાર સેવક ધારણ કરતો, શોભાવતો, અને વખત આવે તેનો યોગ્ય ઉપાય કરવાનું પણ ન ચુકતો. આવાં આવા અનેક પરાક્રમોથી, સેવક કમાતો અને ખોતો.–એ મુજબ મારી કમાણી રેંટ—ચક્રના પાણીની માફક ભરાતી અને ઠલવાતી આટઆટલી યુક્તિ—હોશિયારી ચલાકીની અંતે પણ આ તમારા સેવકને 'હાશ' કરીને હેઠે બેસવાનો વખત ન આવ્યો તે નજ આવ્યો, અને જીંદગીની છેલ્લી દશામાં પણ કડકા–બાલુસની પંક્તીમાં નામ નોંધાવીને આ ફાની દુનિઆને છોડી ગયો. વ્હાલા વાંચક! આ



કડકાચંદનાં પરાક્રમો અનેક છે તેમાંથી થોડાંક તું સાંભળ; અને જો તું પણ કડકા–બાલુસની ગણતરીમાં ગણાતો હોય અથવા ગણાવાનો ઇરાદો રાખતો હોય તો આ મારી કહાણી વાંચ્યાં પછી–પ્રતિજ્ઞા લઇને એ ગણતરીમાંથી દૂર રહેજે સાંભળ ત્યારે—



## ઘોડાની રેસમાં.

ઘોડાની રેસમાં તો સેવક માથું મૂકીને કામ કરતો. હજારો રૂપીઆની ટીકીટો ખરીદતો. તેમાં મોટે ભાગે તો ફાવતો. પુનામાં રેસના ઘોડા દોડતા અને સેવકના ભેજામાં વિચારોના ઘોડા દોડતા. એટલે સ્પેસીઅલ ટેકસીમાં પુને ગયો 'ઉપરાઉપરી ઘોડાઓ રમ્યો. પણ કોણ જાણે આજ તો વીનના ઘોડા પ્લેસમાં પણ ન આવ્યા. 'ખિસ્સાં ખાલી ભપકા ભારી' એ દશામાં મુકાઇ ગયો આવી દશામાં પણ સેવક ટેકસી સિવાય વાત ન કરતો, એટલે ટેકસીમાં મુંબાઇ તરફ ઉપડયો. આવી સ્થિતિ પ્રસંગે સંકટ સમયની સાંકળ ખેંચવા, મેં, બે બાજુ દાદરવાળો એક આપ–ટુ–ડેટ માળો આગળથી શોધી રાખ્યો. હતો. મોટર ત્યાં ઉભી રખાવી, મેં જરા પ્રભાવશાળી અવાજે ડ્રાઇવરને કહ્યું—'હું ઉપર જઇ ભૈયાને ભાડા સાથે મોકલું છું' મારા આ શબ્દોથી, હું આ માળાનો શેઠ યાને માલીક છું' એમ તેને લાગ્યું; 'અચ્છા સાહબ' કહી મને સલામ કરી સેવકના બાપનોજ માળો જાણે ન હોય તેમ રૂઆબભેર સડસડાટ કરતો, દાદરનાં પગથીઆં હું ચઢવા લાગ્યો અને ત્રીજે માળે જઈ



પહોંચ્યો. હું ચોર અથવા કોઇ સોનેરી ટોળીના લુચ્ચાની ગણતરીમાં ન ગણાઉં તે ખાતર દિવાનખાનામાં ઉભેલા એક સદ્ગ્રહસ્થને, પૂછ્યું-કેમ નથુભાઇ બહાર ગયા છે ? 'ઉત્તર મળ્યો-' કોણ નથુભાઇ ? અહીં તો નથુભાઇ કે બથુભાઇ કોઇ રહેતું નથી. મેં જરા ચાલાકી વાપરી-'હાં, હાં, ભૂલ્યો શેઠ ! એતો બીજે માળે માફ કરજો હાં !' એમ કહી મારી ગ્રહસ્થી ચાલે ચાલતો રૂઆબભેર માળાની બીજી બાજુનાં દાદરે ઉતરી પડયો. સામેની એક સાંકડી ગલીમાંથી પોબારા ગણી ગયો. ત્યાર પછી પેલા ટેકસી-ડ્રાઇવરનું શું થયું ?ઃ ભાડું કોણે ચુકવ્યું ? વીગેરે વિચારોને ધડીના છટ્ઠા. ભાગમાં ભૂલી જવાની સેવકને ટેવ હતી એટલે એ બાબતના બહુ વિચાર કે ચિંતા કે પરવા હોયજ શાની ?



## ક્રિશ્ચિયન કુમારીકાના રૂમમાં.

સેવક હરવા-ફરવાનો ધણો શોખીન હતો. દિવસના ચોવીસ કલાકમાં ગમે તે વખતે, ગમે તે ટાઇમે, ગમે તે ઠેકાણે, અને ગમે તે વેશમાં ભટકવું, એ, આ સેવકનો મુદ્રાલેખ હતો ચોમાસાનો દિવસ હતો. વરસાદ પોતાની મંદ ગતિથી વરસતો હતો. રસ્તો કાદવથી ખરડાયો હતો. અને જમીન લપસણી થઇ હતી. અપ-ટુ-ડેટ ઇંગ્લીશ પોષાકમાં ક્રિશ્ચિયન સદ્ગ્રહસ્થ જેવો લાગતો આ સેવક, આમ તેમ દ્રષ્ટીપાત કરતો ગજગામીનાની ચાલે ચાલતો, રસ્તો કાપી રહયો હતો તે અરસામાં એક ક્રિશ્ચિયન કુમારીકા,





તેણીના કાદવથી ખરડાએલા એડીવાલા બુટ તરફ વારંવાર જોતી, ગજગામીની ચાલે મારી આગળ ચાલી રહી હતી. સેવક મોહક વસ્તુનો ઘણો શોખીન હતો, એટલે સૌંદર્યના અવતાર સમી એ ક્રિશ્ચિયન કુમારીકા મારી આંખમા ઠરી: એક અજાણી સ્ત્રી વ્યક્તિ સાથે વાતનો પ્રસંગ શી રીતે ઉત્પન્ન કરવો એમાં સેવકનું ભેજું રોકાયું હતું; ત્યાં તો કુમારીકાનો એડીવાળો બુટ કાદવમાં લપસ્યો સેવક, તેની લગોલગ પાછળ ચાલતો હોવાથી તેણીનું આખું શરીર આ સેવક ઉપર ઢળ્યું. ખુદાએ તક પણ એવી આપી કે ન પૂછો વાત! કુમારીકાને જમીન પર પડતી અને કાદવમાં ખરડાતી બહાદુરીથી બચાવી. તેથી આ સદ્‌ગ્રહસ્થનો વારંવાર ઉપકાર માનતી ઉપકારવશ થઈ. ખુદાઇ ખુશાલીથી મળેલી તકને 'ઉપકાર' સમજી ગુમાવી દે, એવો આ સેવક મૂર્ખ ન હતો; એટલે મેં મારા પોષાકને શોભે એવા વિનય ભર્યા અવાજે ઇંગ્લીશમાં કહ્યું–'કેમ આપને કંઇ લાગ્યું તો નથી ને? આવા કાદવભર્યા રસ્તેથી પસાર થવું સલામતીભર્યું નથી. મ્યુનિસિપાલીટીને આ વિષે અરજ લખવાની ખાસ જરૂર છે. વારૂં આપને કયાં જવું છે?'...'કોટની ટેલીફોન બીલ્ડીંગમાં.' તેણીએ ટુંકામાં પતાવ્યું. સેવક ભેજાનો ઘણો ચાલાક હતો એટલે એક મિનિટમાં તો કંઈ યુક્તિઓ ભેજામાં આવીને સમી ગઈ. એવામાં સામેની બાજુએ, એક ખાલી મોટર ઉભી હતી. સેવક ઉઠાવગીરીનો સરદાર હતો એટલે પૂછવુંજ શું?...



અટ્ટહાસ્યભર્યા અવાજે મેં કહ્યું–આ મોટરમાં બેસી જાઓ 'ચાલો, હું તમને ટેલીફોન બીલ્ડીંગ આગળ છોડી દઈશ.' તે કંઈક આનાકાની ભર્યા વિચારે, અચકાતી શરમાતી બેઠી. સેવક બધી વાતે પુરો હતો. એટલે ડ્રાઈવીંગ ન જાણતો હોય એમ બને જ ક્યાંથી! મોટર સડસડાટ ઉપાડી મૂકી સેવકની હિંમતને પણ ધન્ય છે. 'કોનો ખડીઓ, કોની શાહી અને મતુ કરે મારા માવજી ભાઈ' એ ઉકિત અનુસાર, 'કોની મોટર, કોની બાઈ અને ડ્રાઈ-વીંગ કરે આ કડકાચંદભાઇ.'

કોટની ટેલીફોન બીલ્ડીંગ આગળ મોટર આવી પહોંચી. કુમારી મોટરમાંથી ઉતરી. તેણે મારા તરફ પોતાનું એડ્રેસ કાર્ડ ફેંકયું અને મેં તેના તરફ સો રૂપીઆની નોટ ફેંકી. બસ થઇ ચુક્યું. દ્રષ્ટો—દ્રષ્ટ મળી ચુકી. અંતે આ કડકાચંદને એકલો મૂકી ગઇ, નિરાશામાં છુટકારાનો દમ ખેંચતો હતો, ત્યાંતો મોટર રૂપી પારકી થાપણનો વિચાર આવતાં મોટરને ત્યાંથી ઉપાડી મૂકી. ચર્ચગેટના કુવા આગળ આવ્યો. મોટરમાંથી ઉતરી, તરસ્યો થયો હતો એટલે થોડું પાણી પીધું અને મોટરને ત્યાંજ રહેવા દઇ, ચર્ચગેટ સ્ટેશન તરફનો રસ્તો, સેવકે ઝપાટાબંધ કાપવા માંડયો. ટ્રેન, સ્ટેશનમાં દાખલ થવા તૈયારની હતી એટલે રૂબાબભેર વગર ટીકીટે ફર્સ્ટ કલાસમાં, ચીરૂટના ધુંવાડા કાઢતો બેસી ગયો જોયું? કો'છોને સેવક કાચો છે! અરે, આવા તો કંઈકિ વેપાર ખેડી નાંખ્યા, મારા સાહેબ!



બીજે દિવસે, આ આશાભર્યો ઉમેદવાર, પેલી ક્રિશ્ચિયન કુમારીકા મીસ ફરનાનડીસના એડ્રેસ કાર્ડ સાથે કોઇ ખુદાબક્ષ મોટરમાં ત્યાં જઇ પહોંચ્યો. મળ્યો. ચા-પાણી પીધાં. વાતચીત થઇ પ્રશ્ન પૂછતાં-'હું તમારીજ જાતનો છું, કુંવારો છું અને લગ્ન કરવા ચાહું છું. વીગેરે જણાવ્યું તે દિવસથી અમારી ઓળખાણે, લવ-મેટર બીઝનેસ શરૂ કીધો. 

અંતે લગ્નનો દિવસ નક્કી થઇ ચુકયો. આવતી કાલે લગ્નનો ઉત્સવ છે, એ વિચારોએ, મને ગાંડો-ઘેલો બનાવી મૂકયો. રાત્રીએ, મને અવનવા સ્વપ્નાંથી ભરી દીધો. આ લગ્નથી હું હિંદુમાંથી ક્રિશ્ચિયન થાઉં, કે ક્રિશ્ચિયનમાંથી ગમે તે થાઉં, એની અહીંયા પરવા હતીજ કોને! વટલાવું કે જાત બદલવી એ બાબતનો ખ્યાલ કે વિચાર સેવકને સ્વપ્ને પણ ન આવતો. એક તો મારા વિચારો આવા ઉમદા; અને વળી બીજું, જ્યારથી એક નાટકમાં 'મનુષ્યો સર્વ સરખાં છે' એ ગીત સાંભળ્યું ત્યારથી તો મારા વિચારો એકદમ ઉંચા થઇ ગયા કે-બરોબર છે. આખા હિંદુસ્થાનમાં એકજ કોમ થવી જોઇએ અને કોમીવાદ ખતમ થવો જોઇએ, તોજ મનુષ્યો સુખી થશે અને ધારશે ત્યાં સ્નેહ-લગ્ન કરી શકશે.

સુખી સ્વપ્નોભરી રાત્રિ પસાર થઇ. લગ્નની આશા-ભર્યો દિવસ ઉગ્યો. રાત્રિએ ઉદ્‌ભવેલાં સ્વપ્નાં આજે ખરાં પડવાનાં હતાં, એટલે સેવકની વિચારો કરવાની-કામ કર-



વાની અને ચાલવાની શક્તિ ત્વરીત ગતિએ કામ કર્યા જતી...'ચાલને જરા ચોપાટી સુધી ઝપાટો મારી આવું' કહી સેવક હાથમાં સ્ટીક ફેરવતો ફેરવતો ચાલી નિકળ્યો. ચોપાટીના બાગમાં લટાર મારતાં મારતાં, હું, મીસ ફરનાનડીસ સાથેના લગ્નના વિચારોમાં મશગુલ બની, મીઠુ મીઠુ હસતો હતો. ત્યાં તો સામેના બાંકડા પર તેજ બાનુ, કોઇ આશક માશુકના પ્રેમ પ્રસંગની વાર્તા વાંચતાં બેઠાં હતાં. આ અણધારી ભેટ થઇ જાણી, અમારા હર્ષનો છેડો કઇ બાજુ છે તે અમે ભૂલી ગયાં એટલે કે ત્યાંથી જતા આવતા કોઇના પણ દરકાર રાખ્યા વગર, કીસ-બીઝનેસનો છુટથી ઉપયોગ કરવા લાગ્યાં...પણ નખ્ખોદ જાય એ છેવટના અતિ ઉમળકા ભર્યા, જુશાદાર ચુંબનનું કે તેમ કરતાં મીસ ફરનાનડીસનું માથું, મારા આંખના ચશ્માં સાથે ભટકાઈ પડ્યું. ચશ્માંનો ઘસારાબંધ સ્પર્શ મારી ડાબી આંખને થતાં, કૃત્રિમ બનાવટી કાચની આંખ ચશ્માંની અંદરથી ડબ દઇને નિકળી પડી. ત્યાં તો પેલી ચમકી. ને ઉભી થઇ ગઇ. પળવાર મારા મુખારવિંદ સામું જોઇ રહી. હું, તેને કંઇ કહેવા જાઉં ત્યાંતો તેણી-'કાંણીયો; કાંણીયો,' કરી નાઠી. આ સેવક તો આશ્ચર્યમાં ગરકાવ થયો. ચિત્રવત્ પાષાણના પૂતળા જેવો, મોઢું વિકાસી, જમણો ડોળો ફાડી, તેના પનોતાં પગલાંને જોઇ રહ્યો. મારા હૃદયમાં એકાએક નિરાશાની છાપ છવાઇ ગઇ. હૃદયની ઉની વરાળને બાગની ઠંડી હવા જરા લાગી એટલે તે વરાળનું પાણી થઇને આંખમાંથી



ખરવા લાગ્યું. એ ટપકતાં આંસુએ મેં કહ્યું–'અરેરે! કુદરતની એકજ ભુલ! અને તે આ આંખ. છેવટે એક કવિની લખેલી કવિતાની એક લીટી–'પ્રિત કરવી સ્હેલ છે, નિભાવવી મુશ્કેલ' કહી મેં મન વાળ્યું અને આ તમારો સેવક ધોએલા મૂળા જેવો વિકટોરીઆના ઉતરી ગયેલા ઘોડાની ચાલે ચાલતો ઘર તરફ પાછો ફર્યો.



ટ્રેનમાં—

આ વખતે હું જરા સટ્ટામાં ઠીક કમાયો હતો. વિચાર કર્યો કે લાવ જરા દેશમાં ફરી આવું. ઝવેરીશાહી પોશાકમાં સજ્જ થઇ, માથે લાલ પાઘડી મુકી, સેવક સ્ટેશન પર આવી પહોંચ્યો. આટલી ઉમર સુધી રેલ્વે કંપનીને કોઇ વખત ખટાવ્યાનો ખ્યાલ નથી, પણ આ વખતે તો હૃદયમાં ઉદારતાએ જરા વાસ કર્યો, અને રૂઆબથી ઉદારતાભર્યો હાથ લાંબો કરી થર્ડ કલાસની ટીકેટ લીધી. પ્લેટફોર્મ પર આવી આખી ટ્રેન હું જોઇ વળ્યો પણ સેવકના લાયક કોઇ જગા નજરે પડી નહી. ઘણી મહેનતથી અંતે લાયક જગા મળી ખરી. બે બાંકડાની સીટવાળા અને નાના કંપાર્ટમેંટમાં—, બબલી, બબલીની બા અને બબલીના બાપા, આમ ત્રણ નંગ ડબાના બારણાને ચાવી દઇને બેઠાં હતાં. મેં, તેમને ચાવી ખોલી નાંખવા વિનંતી કરી. મારો ઝવેરી જેવો રૂઆબ જોઇ, 'હું કોઇ સદ્ગ્રહસ્થ છું.' એમ તેમને લાગ્યું અને તરતજ ચાવી ખોલી મને અંદર આવવા દીધો. હું. મારો બીસ્તરો તેમની સામેના પાટીઆ પર



પાથરી, બેગમાંથી સરસ્વતી ચંદ્ર ભાગ. ૪ થો કાઢી વાંચવા લાગ્યો. 'જાણે હું એકદમ સીધી લાઇનનો માણસ છું' એવી વર્તણુંક ધારણ કરી, મૌન દશામાં બેઠો. એક ચિત્તથી ચોપડી વાંચતો હોઉં તેવો ડોળ કરી પાંચ પાંચ મિનિટે



એક એક પાનું વાંચ્યા વગરજ ઉથલાવા લાગ્યો, મારી આ વર્તુણુંકથી 'હું કોઈ ખાનદાન કુટુંબનું ફરજંદ છું' એમ તેમને ખાત્રી થઇ. ટ્રેન ઉપડયા પછી બબલીના બાપા, બબલીને નારંગી છોલી આપતાં, મારી સાથે બોલ્યાઃ- "આપને કયાં જવું છે"? ચોપડી વાંચવામાં જાણે ઘણોજ મશગુલ થઇ ગયો હોઉં અને તેમણે શું કહ્યું તે જાણે સાંભળ્યુંજ ન હોય તેમ બતાવતા મેં કહ્યુ-'જી, આપે શું કહ્યું ?' "આપને કયાં સુધી જવું છે ?" મુંબઇમાં આપ શું ધંધો કરો છો ?" જી, હું ઝવેરી છું. મારો ધંધો ઝવેરાતનો છે." "એમ ! વારૂ!"—

"આપને કયાં સુધી જવું છે ?"

"અહીં નજીક સુરત સુધી" મેં કંઇ વધુ પુછવાની ખટપટ ન કરી. થોડીવાર થઇ ત્યાં તો શેઠને ઉંઘમાં ઝોકાં આવવા લાગ્યાં અને શેઠાણીના ખોળામાં માથું મુકી લાંબા-સોટ થઇ ગયા; એટલે કે ઓઢીને સુઇ ગયા. હું આપને પ્રથમથીજ કહી ગયો કે-સેવક મોહક વસ્તુનો ઘણો શોખીન છે. ખરેખર, શેઠાણી તો જાણે રૂપરૂપનો અવતાર હતાઃ પણ શેઠ તો ભેંસના ભાઈ સાથે સરખામણી કરે તેવા હતા. મને, આ જોડાપરથી, ઇશ્વરની ભુલ કેટલી હદ સુધી આગળ વધી છે, તેનો સ્હેજ ખ્યાલ આવ્યો. હું મનમાં વિચાર





કરવા લાગ્યો "ઓ, ઇશ્વર આવા અનઘડ માણસોને ગુલાબના ફુલ સરીખડી સુંદરીઓ શાને આપતો હશે?! આ ફુલેવરના એક્કા જેવો કડકાચંદ જુવાનીઓ શું તારા ધ્યાનમાં નથી આવતો? હે, ઇશ્વરીઆ! વાંઢાનો માનવંતો ઇલકાબ, હવે મારે ક્યાં સુધી ભોગવવાનો છે? ભલા ભગવાન ભલો થઇ, કોઇ ભાગ્યહીનને મારા બદલ એ ઇલકાબનો ભોક્તા બનાવ અને મને એમાંથી છોડ, તો કસાઇખાનેથી ગાય છોડાવવા જેટલું પૂણ્ય થશે. આવા તરેહ તરેહના વિચારો ચોપડીમાં મોઢું રાખી, સેવક કર્યા જતો હતો.

મારી આ દાદ યાને નિસાસો ઇશ્વરે સાંભળ્યો હોય એમ મને કંઇક અંશે લાગ્યું. થોડા કલાકને માટે આ તમારો સેવક સંસાર—ક્ષેત્રમાં કુદી પડયો હોય એમ અનુભવવા લાગ્યો. વાત જાણે એમ થઇ કે શેઠાણીને કુદરતી—હાજતે જવું પડયું. એવામાં શેઠને ઓચીંતુ થુકવા ઉઠવું પડયું. આ બે મિનિટના વિયોગમાં ભયંકર ફેરફાર એ થયો કે, થુકવા ઉઠેલા શેઠ ઉંઘના ઘેનમાં, પોતાની પથારીમાં સુવાને બદલે મારી પથારીમાં ઓઢીને લેટી ગયા. એટલે સેવકે જાણ્યું કે બચ્ચા કડકા! ઠીક તક છે. અને તમે જાણો છો કે કડકાના હાથમાં તક આવ્યા પછી તે ગુમાવવા જેટલો મુર્ખ તે કદી હોતો નથી. આસ્તે રહીને સેવક, શેઠની જગાએ તેમનો બનુંસ ઓઢીને સુઇ ગયો. શેઠાણી આવ્યાં. મને શેઠ ધારી, મારૂં માથુ ખોળામાં લીધું થોડી



વાર પછી મેં—ઉંહ....ઉંહ... કરવા માંડ્યુ...તેમણે કહ્યું–"કેમ માથું દુખે છે?" મેં, બોલવાને બદલે માથુંજ હલાવ્યું. "લાવો જરા બામ ઘસુ" કહીને નિચેની ટ્રંક ઉઘાડી, બામની શીશી કાઢી, મારા માથાને હતું તેમ રાખી, કપાળમાં



બામ ઘસવા લાગ્યાં, સેવક કંઇ કાચો નો'તો કે આખું મોઢું ઉઘાડે! કપાળજ ઉઘાડું રાખી બાકીનું શરીર ઢાંકી રાખ્યું. વળી શેઠાણી બેઠાં હતાં તે તરફ પાટીયાનો ઓળો પડવાથી, બત્તીનું અજવાળું પુરતા પ્રમાણમાં આવી શકતું નહતું; એટલે સેવક ઓળખીશકાય એવી સ્થિતિમાં નો'તો. હવે મને કહેવા દો કે–આ તમારો સેવક કોઇ ઇંદ્રપુરીમાં છે કે સંસારપુરીમાં?! મને તો કંઇ સમજ ન પડી પણ એથી મને જે અનુભવ થયો તે તમને બધાંના સાંભળતાં નથી કહી શકતો.

પણ સેવકનું આ ઇંદ્રપુરી કે સંસારપુરી થોડા કલાક માટેજ હતું એ આપ જાણો છો ને? સેવકના સુખનું નખ્ખોદ વાળતું સુરત સ્ટેશન આવી પહોંચ્યું અને મારા પેટમાં ફાળ પડી...શેઠાણીએ કહ્યું–"ઉઠો, ઉઠો, હવે ક્યાં સુધી ઘોર્યા કરશો? આ સુરત તો આવ્યું." મારી નામરજી હોવા છતાં મને ગોદાવીને ઉઠાડ્યો મેં જાણ્યું નાટક પુરૂં ભજવાશે અને સેવકનું રાયતું અને કચુંબર બન્ને સાથે થશે.

હિંમતદેવીનું અવાહન્ કરી, સેવક એકદમ ઉભો થઇ ગયો, શેઠને બદલે આ વેશધારી ઝવેરીને જોઇ શેઠાણી તો





ચાટ પડી ગયાં. બોલું બોલું કરે પણ બોલાયજ નહિ. શરમની શરદીમાં એવાં અટવાઇ ગયાં કે ન પુછો વાત ! સેવક પણ જાણે કંઇ જાણુતોજ નથી એમ અડબગની માફક આશ્ચર્યતાભર્યા ચહેરે તેમના સામું જોઇ રહ્યો...'તેરી બી ચુપ અને મેરી બી ચુપ' એ આધારે કામ પતી ગયું; એટલામાં શેઠ ખાંખાં કરતા ઉડયા. સુરત સ્ટેશન આવ્યું હતું એટલે બબલીને અને બબલીની બાને લઇ ટ્રેનમાંથી ઉતરતાં મને કહ્યું-"લ્યો શેઠ આવજો હાં! તસ્દી માફ કરજો. આપ સાથે હતા તો મને ઉંઘવાની તક મળી, નહિ તો આટલા બધા જોખમ સાથે મારાથી ઉંઘાત નહિ. લ્યો હવે જય જય" વીગેરે આભારદર્શક વાક્યો કહી તેમણે ચાલવા માંડયું, પણ શેઠાણીએ ચાલતાં ચાલતાં પાછળ ફરી નહિં જેવો એક દ્રષ્ટિપાત પણ ન કર્યો. બિચારા ભલા ભોળા શેઠને કયાં ખબર હતી કે તેમની ઉંઘવાની મોકાણમાં કયું નાટક ભજવાઇ ગયું! સેવકનુ પોઝીશન શેઠાણી આગળ ડૅમ થયું પણ શેઠના મનમાં તો હજી જેવું હતું તેવું કાયમ રહેશે. ડબામાં હું એકલોજ રહ્યો. સીસોટી થઇ અને ટ્રેન ઉપડી કે સેવક એક ઉંડો નિસાસો નાંખતો બોલ્યોઃ- "શું આ કડકાચંદ આમ વાંઢોને વાંઢોજ રહેશે!"

**રેલ સંકટ નિવારણ ફંડ વખતે—**

યારો આ તમારો સેવક કડકાચંદ હવે સુધરી ગયો છે. જો કે સોએ સો ટકા તો નહિજ, પણ સેંકડે પોણોસો ટકા તો ખરેજ, પસ્તાવો થાય છે, કે આ દુનીઆમાં



જન્મ લઈ આખી જીંદગીમાં એક પણ સારૂં કામ ન કર્યું...પાપનો પસ્તાવો કરૂં છું તો કોઇ વખત ઇશ્વર મારા હાથે પરોપકારનું કામ કરાવશે.

ગુજરાત કાઠીઆવાડમાં, અતિ વૃષ્ટીના પરિણામે હજારો લોકો નિરાધાર થઇ પડયાં છે, અને સેંકડો લોકોના જાન ગયા છે, એ પ્રસંગે આ સેવક, તેમની મદદને માટે તનતોડ મહેનત કરી રહ્યો હતો. આ તમારા સેવકની ઇચ્છા છે કે, હવે તો બસ, જન–સમાજની સેવા કરતાં કરતાં મરી જવું એજ આ સેવક માટે પાપમાંથી બચવાનો ઉત્તમ રસ્તો છે.



છેવટે—

પુણ્ય અને પાપના ત્રાજવા સરખાવતાં, પાપ વધુ પ્રમાણમાં હોવાથી–આ સેવક જીંદગીની છેલ્લી દશામાં પણ બુરી હાલતે મરશે. એમ મને મારૂં હૃદય સાક્ષી પુરે છે....હવે હું માંદો છું, થોડા દિવસમાં પ્રભુના ઘરનું તેડું આવે એમ મને લાગે છે, આ તમારો સેવક કડકાચંદ તો જીંદગીભર કડકો જ રહ્યો, તેને 'હાશ' કરીને ઠરવાનો વારો ન આવ્યો. કયાંથી આવે ? !



## હાસ્ય  ધારા

# ગોલ્ડન–જ્યુબિલી.

**સદ્‌ગૃહસ્થો** અને બાનુઓ ! મને બોલતાં ઘણોજ હરખ થાય છે કે, આય આપના કવિ સોરાબજી સાકરવાલા પોતીકી જીંદગીના પચાસ વરસ પુરાં કરી, એકાવનમાં પ્રવેશ કરે છે. આજ તેવનની ગોલ્ડન–જ્યુબિલી ઉજવ-વાના કારને ઘના ગૃહસ્થો અને બાનુઓ પધારેલાંછ કરીને આય સેવકના હૃદયમાં હરખના મોજાંપર મોજાં આવીયાંછ. કવિ સાકરવાલાની સેવાઓ આપના પારસી–કુતુંબોથી અંજાન નથી. અતીયાર દરમીયાન એવને, કવિતાઓ, નોવેલો, નાતકો વગેરે આપની પારસી જન–સમાજ આગલ મુકીયુંછ. અને તે બધ્ધી સેવાઓને એકકે અવાજે દરેકે દરેક કુતુંબોએ વાંચીછ અને વખાનીછ, એતલે તેવનના વિષે વધુ લેકચરમાં ઉતરવું તે સોનાપર ઢોળ ચરાવીયા બરોબર છે. છતાં પન આય મેવક, તેવનની બાબતમાં જેટલું જાનેછ તેટલું કઇ દીધા વગર રહી સકસે નઇ.

મિથ્થી મિથ્થી કવિતાઓ, સોજ્જી સોજ્જી નોવેલો, રસભરીયા નાતકો અને સેન્સ–ફુલ લેખો લખવા એજ આય કવિનો કુદરતી સ્વભાવ છે. એવને લખેલી નોવેલો



જેવી કે–'બેરીનાં શ્રાપ,' 'પતેતીનો પ્યાર,' 'ભેજાંની–કમાલ,' 'શીરીનનો સાવકો ભાઇ' અને 'જીગરની હાય' એ આપની પારસી–પ્રીય નવલકથાઓ ઉપરાંત નાતકો–જેવાં કે 'રખડતી રોશન' 'ભમનો ભુત,' 'ગુલ–ગુલ્લાં,' 'પપ્પા કે મમ્મા,' 'માટીડાની મોકાન' તેમજ કાવ્યો



જેવાં કે 'આંખના ચશ્મા,' 'બુતની જોડી,' 'સાડીની સફાઇ,' 'મોન્નાની મિઠાઇ' અને 'લુચ્ચી કાં લપાઇ' વીગેરે કવિતાઓની અમક, જમક અને ઠમક સારા ગુજ-તના કોઈ પન કવિની કવિતામાં નઇ દેખાય તે નઇંજ દેખાય. ખુદ ગુજરાતના માનીતા કવિ નાનાલાલની કવિ-તામાં પન આય કલ્પના ઢંગઢંગ અને રાગરાગની કુથ્થે બી નઇ જોસો. કવિ સાકરવાલાની આ સરસાઇ માટે તેવનને જેતલાં અભિનંદન અને માનપત્રો આપીએ તેટલાં ઓછાંછ. બાનુઓ અને ગૃહસ્થો! તમો બધ્ધાં સારી કાની જાનોછ કે આપની પારસી કોમમાં આય કવિની જોડ કુથ્થેબી સોધી જડે તેમ નથી. ખુદાની મેરબાની કહેવ કે આપના સદભાગ્ય કહેવ કે ગમે તે કહેવ પન તે આધારે આપને આય કવિ સાકરવાલા મેલવી સકીયાચ અને તેથી આપને દુનીઆની કોઇ પન કોમ કરતાં વધુ ભાગ્યશાલી થીયાછ. તેવનની કવિતાઓમાંની કેતલીક કવિતાઓ તો એવી સરસ છે કે આજે પન આપનાં બુચા અને બુચીઓ સારા રાગથી ગાઇગાઇને હરખાયછ. એક માતા પોતીકી





'આલાં' નામની કહેછ કરીને—

"જો, જો, 'આલાં'
એ દુધવાલી આવી,
આવી લાવી
સોજ્જુ દુધ લાવી;
માજી આવોયાં
દુધનું જગ લાવીયાં"

જો કે એ કવિતા આય સેવકને મોન્ને પુરેપુરી નઇ આવરતી, પન મારી બુચી 'પીરોજા' દરરોજ ગાયછ, તે, સેવકના ભેજામાં અત્યાર વેર યાદ છે. તેમાં પન આય કવિ સાકરવાલાની કમાલ છે. માતા પોતીકી બુચી તરફ કેવી જાતનો ભાવ દેખરાવેછ તે આય કવિતાનો હેતુછે. કવિ નાનાલાલ માતાનો એવો પીયાર કેથ્થેબી લખી શકયા નથી. એવા જાત જાતના અને ભાત ભાતના હેતુઓ આય કવિની કવિતામાં નવલકથાઓમાં અને કલ્પનાં-સરૂસ્તીમાં જોઇ શકાસે. વળી 'આંખના ચસ્મા' નામના એક કાવીયમાં એવને ચસ્માની સુંદરતા વિષે એક કવિતા લખીછ કરીને-

"સોન્નાની સેરવાલાં સુંદર સ્પેકતેકલ,
સોનાની ફ્રેમવાલાં સુંદર સ્પેકતેકલ;
મોન્નાની બ્યુતી એ તો સુંદર સ્પેકતેકલ
આંખોનો ઈજારોને વેલાતનો ખજાનો
એ તો સુંદર સ્પેકતેકલ"

આય કવિતા પન જો કે મને મોન્ને નઇ આવરતી, પન મારી ઘેરવાળી (બૈરી) જરબાનુ દરરોજ ગાયછ કરીને આય સેવકના ભેજામાં એટલુંબી યાદ રયુંછ. આપ ગૃહસ્થો અને બાનુઓ આ પરથી તમો સઘળાં સમજ્યાં છો કે,



કવિની મહત્તા અને જ્ઞાન કેતલું ઉંદું અને સમજ ભરીયુંછ! ચશ્માંનો ઉપયોગ મોન્નાની બ્યુતીને કેતલી હદ સુધી વધારેછ ને દીપાવેછ તે આ કવિનો કહેવાતો રસભરીઓ હેતુછે. વળી 'બુતની જોરી' નામના બીજા કાવીયમાં એવને લખીયુંછ કરીને—



**"રેસમની લેસવાલી સુંદર બુતની જોરી,**
**ઉંચી તો એદી વાલી સુંદર બુતની જોરી;**
**ચકમકતા પાલીસવાલી સુંદર બુટની જોરી,**
**બુતની જોરીને ગામરેની ગોરી તું વેલાતની પોરી"**

આય સુંદર કવિતા મારી ઘેરવાલીની બેન એતલે કે મારી સાલી કે જે જાત જાતના અને ભાત ભાતના બુત પર વારી જાય છ તે એક દિવસ આય આપના કવિ સાકરવાલાની બુત માટેની કવિતા સોજ્જા રાગથી ગાઇ રહીતી: અને તેણીની કેતલીક સખીઓ કલવઇ કલવઇને હસી રહીતી તે વખતે આય સેવક બાજુના રૂમમાં સસરાની મેમાનગીરી સ્વીકારતો—"ચાઇને પાઉં થંદે કલેજે ઉથલાવી રીયો'તો. તે અરસામાં સેવકના ભેજામાં રહેલા ભુસા સાથે કેતલીક લીતી સલ–બેલ થઇ ગઇ જે આપ સાહેબોની આગળ મેં કચ્ચુંછ જે, આય કવિતામાં મિસ્તર અરે ભુલીયો કવિ સાકરવાલાએ વેલાતી બુતની જોરી વિસે વખાન કરીયાંછ અને કયુંછ કે જો ગામરેની ગોરી તે પહેરે તો વેલાતની પોરી થઇ જાય. એમ કહેવામાં પન કવિ સાકરવાલાની પારસી કોમ પરત્યે ભભક ભરી મહતા છે, એ સૌ કોઈ

જાનેછ. પેલા કેશવ હ. શેઠને પન આવું લખતાં નહીં આવરે! વળી 'સાડીની સફાઇ' નામના એવનના ત્રીજા કાવીયમાં એવને લખાયુંછ કરીને–

**"સાડીની સફાઈ તે તો**
**વેલાતમાં વનાઇ,**
**વેલાતી સાડી ને વેલાતી કોર ઉપર જાત જાતના મોર**
**સાડીની સફાઈ અંદર બાનુ છે લપાઇ,**
**સાડીની મોજમાં તો કમાની કપાઇ"**



આય કવિતા માટે નોબલ પ્રાઇઝ આપવાની વેલાત-વેરથી ઓફર થઇ હતી, પન આપના કવિ સાકરવાલા આવી જાહેર ખુશામદ પસંદ કરતા ન હોવાથી તે પ્રાઇઝ લેવાની ઘસીને ના પારી હતી, કેટલા બધા સમજુ ભલા માનસ !!

વળી કવિ સાકરવાલા એવનના 'લુચ્ચી કાં લપાઇ' નામના પાંચમા કાવીયમાં લખેછ કરીને—

**"આસકને માસુકની જુઠી છે સગાઇ,**
**વાત વાતમાં જોયું તો લુચ્ચી કાં લપાઇ;**
**આપવીતી કોને કહું લાગે છે લવાઇ,**
**મારી છુપી છુપી વાતો એ લુચ્ચીથી ગવાઇ"**

આય કવિતા મારા કાકા દિકરો કેખસરૂ, પોતાની માસુકને મેલવવાના નિષ્ફલ પ્રયત્નથી દિલગીરીના દરી-આમાં ડુબકી મારતો મારતો, ચિરાયેલા અવાજે, મારા પાળેલા 'જેકી' કુતરાના ભસવાની યાદી આપતો ગાઇ રીયો તો, તે વખતે આય સેવક મારી જરબાનુના એદીવાલા બુતનું



પાલીસ કરતો બેઠો'તો. આય દલગીરીયું ગાયન મારી નામરજી હોવા છતાં પન ગપ દઇને કાનમાં ઘુસવા આવીયું તરતજ મેં તો કાનમાં આંગલીઓ નાખી એતલામાં મારી નાનકી બુચી રમતી રમતી મારી પાસે આવી. પાલીસની દાબલીમાં ચપલતા ભરીયો હાથ નાંખીયો અને તેજ હાથ પોતીકા મોન્ને ફેરવીયો. બુચ્ચીનું મોન્નું કાલું થીયું તે લુંછવાને આય સેવકે કાનમાંથી આંગલાં કારીયાં ત્યાં તો કેખસરૂની કવિતાના વર્દઝ કાનમાં લપ દઇને લપાઇ ગયા.



પાછળથી હું સમજીયો કે કવિતાનો અરથ ઘનો સોજ્જોછ, જ મેં આપ સદગૃહસ્થો અને બાનુઓ આગલ સંભલાવીયું. આય કવિતામાં કવિના બેજ્નમાં રહેલા બુસાએ જીનવત મેતરને બહાર ખેંચીછ અને દલગીર આશકના રૂદયથી 'આહ' બોલાવીછ. આ પરથી સમજાયછ કે કવિ જાત જાતના અને ભાત ભાતના રસ પોતીકી કવિતાઓમાં સારી કરે ઉતારી શકયાછ. તે માટે તેવનને દીલોજાન જીગરથી આપ સોન્નાનો ચાંદ જેને હિંદુ લોક સુવરન-પદક કહેછ તે, અને આય માનપત્ર, સઘળા હાજર રહેલા સદગૃહસ્થો અને બાનુઓ તરફથી એનાયત કરૂંછ, જે તેવન ખુસમિજાજે સ્વીકારસે. વધુમાં મારે હજુ બોલવાનું ઘનુછ, તો પન તમારો ઘનો તાઇમ વેસ્ત ન કરતાં થોરાક પ્રેમના ઉભરા હમનાંજ રૂદયમાં આવીયાછ તે આય સભા સમક્સ થાલવવાની બે મિનિત માંગી લઉંછ. સેવક એમ કહેવા માગેછ, કે આય સોરાબજી સાકરવાલા કવિ છે એતલુંજ





નઇ પન તેવના ફ્દયની ભાવના અને આદરસો ઘનાજ ઉંચા હોઇ તેવન એક નેશનાલીસ્ત પકસનાભી છે. હિંદને સવરાજ જલદીથી કેમ મલે તે બાબત દરશાવતા તેમના કેતલાક લેખો મેં "ધી ઇંદીઅન નેશનલ હેરેલ્ડ"માં ઘનીવાર વાંચીવાછ. તેવનું કહેવું એમ થાયછ કે હાલની ગાંધીજીની અ-સહકારની મુમેન્ત અને રેંતીયા ખાદીની પ્રવ-ર્તીથી હિંદને સવરાજ મેલવવું મુશકેલ છે તોપન તેવનની ચલવલ તો સ્તુતીય ગનાય. આવા એમના સેલભેલના ઉંચ વિચારોને લઇ ભવિસમાં તે એક મહાન કવિ અને દેશ-ભગત થાય એ તદન ચોખ્ખુંજ છે. આય ગોલ્ડન-જ્યુબિ-લીમાં જો કે તે વાત અસ્થાનેછ તોપન આતલું બોલીયા વગર મારાથી રેવાતું નથી. આપને જેને ઇંગ્લીશમાં ગોલ્ડન જ્યુબીલી કહીએછ તેને હિંદુ લોક 'સુવરન મોત્તસવ' કહેછ. પન હું ધારૂંછ લ્હાંવેર આય ગોલ્ડન-જ્યુબિલી વર્દ સરવ પારસીભાઇ-બેનોને ગમીઓ હોસે, મારી મંતરી તરીકેની ફરજ આજ મેં અદા કરીછ તે જાનીને મારૂં કલેજું કલ-વઇને મરી રીતેછ. ફરી કોઇ એવો પરસંગ ખુદા આપણુને આપે અને આપની કોમમાં કવિ સોરાબજી સાકરવાલા જેવા કવિઓ ઉતપન થાય અને નવાં નવાં કાવીયો લખી પારસી જન-સમાજ આગલ રજુ કરે, એવી આસા પર આસા રાખતો, આય સેવક પોતીકું કામ પુરૂં થયું. જાની બેસી જવાની રજા માંગેછ.



પન હાં...હાં...જરાક સબુર, થોરૂંક રઈ જાયછ. આપ સઘલાંને ખબર ઓસે કે આય આપની પારસી કોમમાં ઉતપન થીયેલા કવિ 'ખબરદાર' વિષે બોલતાં મને ઘનીજ દીલગીરી થાયછ કે એવન એક પારસી–કુટુંબમાં જનમ લઈ, હિંદુ લોકમાં બીલકુલ ભલી ગીયાછ. એતલે કે સનસકરૂતવાલી–ગુજરાતી ભાષામાં કાવીયો પર કાવીયો લખી રયાછ. પારસી ગુજરાતી ભાષામાં એક પન કાવીય નહી લખતા જાની દલગીરીના–દરીઆમાં ઘરીભર ડુબકી મારી, તે વાતને ભૂલી જઈ ફરી વાર કેઉંછ કે કવિ સાકરવાલાએ આપની જે સેવાઓ બજાવીછ, તેથી તેવનના અમે સદાને માટે આભારી છીંએ.

# હાસ્ય  ધારા

## એકજ ભૂલ.

અરેરે, સુરતની પાપડીમાં આ નિર્દોષ છયળ અફાઇ જાત, અનાજના દરણામાં દળાઇ જાત. ભાતના ભોજનમાં ચવાઇ જાત. પણ આખરે જેને રામ રાખે, તેને કોણ ચાખે? તદ્દન નિર્દોષ હોવા છતાં કયા પાપના પરિણામે મારે એ સહેવુ પડયું? તેનો હું વિચાર કરૂં છું, ત્યારે મારી છાતી ભરાઇ આવે છે, અને આંખમાંથી અશ્રુબિંદુઓ ટપકે છે, હું મારી વિતકની વાત વાંચકોની આગળ વર્ણવું. તે પહેલાં મને કહેવા દો કે નાટક કંપની 'એકજ ભુલ' કરે તો તેને પૈસા મળે! સીનેમા કંપની 'એકજ ભુલ' કરે, તો તેને પણ પૈસા મળે! અને મેં અજાણતાં એક નજીવી ભુલ કીધી તે બદલ પૈસા મળવા તો ઘેર ગયા પણ ઉલટું ગુનેહગાર બની, કોર્ટમાં ઘસડાવું પડયું દુનિઆના આ અવળા ન્યાયને હું ધિક્કારૂં છું.

શરમની વાત છે કે ન્યાય અને અન્યાય હજી આપણે પૂરતા પ્રમાણમાં પારખી શકતા નથી. આમ છડે ચોક 'એકજ ભુલ અને અનેક ભુલ' કર્યા છતાં, કંપનીઓને કોઇ પણ જાતની શિક્ષા ફરમાવવામા આવતી નથી; એ



ચોકખો પક્ષપાતજ છે. ન્યાય નહિં પણ અન્યાય છે. મારા જેવા એક નિર્દોષ નરને, અજાણતાં થએલી એકજ ભૂલ માટે કેટલું સહેવું પડયું એ જ્યારે આપ જાણશો ત્યારે તમારી આંખમાંથી દયાના ફુવારા ઉડશે.



બાબત એમ બની કે મારે મારા શેઠની સાથે દેવલાલી જવું પડયું. થોડાજ દિવસ પછી ત્યાંથી પાછો ફરવાનો હતો એટલે મારાં ગૃહદેવીને સાથે રાખવાની જરૂર ન જણાઇ; પણ ત્યાં ગયા પછી શેઠના આગ્રહને વશ થઇ વધુ વખત રહેવાની ફરજ પડી એટલે સરલાને કાગળ લખી અહિં તેડાવ્યા વગર છુટકોજ ન હતો.

હું અને સરલા મુંબઇની એક મોટી ચાલમાં ભાડાની ઓરડીમાં રહેતાં હતાં હાલ મુંબઈમાં સરલા એકલી હતી, અને મારે અહિં રોકાવાની જરૂર હતી; એટલે મેં સરલાને તેડાવવાનો કાગળ લખ્યો. કાગળની તા૦ ૬૦માં લખી નાખ્યું કે હું સ્ટેશને ટ્રેનના ટાઇમે હાજર રહીશ. તું જરૂર એ રાત્રે ટ્રેનમાં બેસજે.

બીજે દિવસે સહવારે, ટ્રેનના ટાઇમે હું, સરલાને તેડવા દેવલાલી સ્ટેશને ગયો. થોડીજ વારમાં ટ્રેન સ્ટેશનમાં દાખલ થઇ. ડબ્બાઓનાં બારણાં ફટાફટ ઉઘડવા લાગ્યાં અને પેસેન્જરો ઉતરવા લાગ્યા. હું સ્ત્રીઓના ડબ્બા આગળ સરલાને લેવા દોડયો. ધારી ધારીને જોવા લાગ્યો, પણ સરલાનાં દર્શન ન થયાં. મનમાં ધ્રાસકો પડયો. અને મન ચિંતાતુર થયું...'શું તેને કાગળ નહિ મળ્યો હોય!



"સરલા તું આ—" મલકાતા મુખે ઉચ્ચારેલું ક્રિયાપદ અધૂરું જ રહ્યું."



મળ્યો હોત તો આવ્યા સિવાય ન રહે. એવા એવા થોડાક અનુભ વિચારો, શંકાસ્થાને આવવા લાગ્યા, હું આખી ટ્રેન જોઇ વળ્યો, અને થોડીજ વારમાં તો ટ્રેન સ્ટેશનને છોડી ચાલી ગઇ, નિરાશ વદને સ્ટેશનના આખા પ્લેટફોર્મને નિરખવા લાગ્યો, પણ સરલાનાં દર્શન મને એ દિવસે દુર્લભ લાગ્યાં. હું સ્ટેશનની બહાર આવ્યો, હતાશ બનેલે હૈયે ઘર તરફ પ્રયાણ કરૂં છું ત્યાં તો એક બાઇને ટાંગામાં પોતાની ટ્રંક અને બિસ્તરો મુકતાં જોઇ. તેની ઉમર સરલાની બરોબર હતી; મુખાર્વિંદ નિરાશાથી નિસ્તેજ અને વિલાએલું દેખાતું હતું. 'આ બાઈની માફકજ સરલા એકલી આવવાની હતી.' એવો સ્હેજ વિચાર, સ્મૃતિપટ પર આવીને જતો રહ્યો, તે અરસામાં ટાંગો તે બાઇને લઇ, ખણખણાટ કરતો ઉપડી ગયો.

મેં ધીમે ધીમે ઘર તરફ પ્રયાણ કરવું શરૂ કર્યું, દરવાજે આવી પહોંચ્યુ તે પહેલાં શેઠનો ઘાટી રસ્તામાંજ સામો મળ્યો અને સમાચાર આપ્યા: "સરલાબાઇ આવી પહોંચ્યા છે, તમારી રાહ જોઇને બેસી રહ્યાં છે. અને મનમાં ગણગણતા હતા કે 'તે' શા માટે મને સ્ટેશને તેડવા ન આવ્યા?" વિગેરે શુભ સમાચાર આપી, ઘાટીએ આગળ ચાલવા માંડયું. રામાની વાતથી મારૂં નિરાશ બનેલું હૃદય હર્ષથી ઉભરાવા લાગ્યું. પગમાં જોર આવ્યું, અને ઝપાટાબંધ રસ્તો કાપતો હું ઘર આગળ આવી પહોંચ્યો. બારણાની બહાર સ્રીના સપાટ પડેલાં હતાં તેથી ખાત્રી થઇ



કે આવી છે ખરી. મેં ગૃહમાં પ્રવેશ કરતાં મલકાતાં મુખે ઉચાર્યું "સરલા તું આ..." ક્રિયાપદ અધુંજ રહ્યું. આશ્ચર્ય, ભય શંકા વિગેરે મારા ચહેરા પર એક સાથે ફરકવા લાગ્યા. તેણે પણ મારા સામું એકી ટશે જોયા જોયા કીધું આશ્ચર્યમાં દિગમૂઢ બની, એને રામાએ આપેલો ચાનો પ્યાલો હાથમાંથી સરકી પડયો. પરમુખે ઉપલું સંબોધન સાંભળી તેનું હૃદય શંકાઓથી ઉભરાઇ ગયું અને ગભરાએલા ચહેરે ધ્રુજવા લાગી. સ્ટેશન પર ટાંગામાં સામાન મૂકાવતી. જે બાઇ જોઈ હતી, તેજ આ બાઇ હતી, મેં આશ્વાશન આપતાં ધીમેથી ઉચાર્યું, "બાઇ ગભરાશો નહીં; આવી ચઢયા તો ફીકર નહિ, હું તમને તમારા સ્થળે મૂકી આવીશ. તમે મને તમારા સગા ભાઇ જેવોજ સમજજો. અહિં તમને કોઇ જાતનો ભય નથી" મારા આ વાકયોથી તે શાંત થવાને બદલે એકદમ ઉશ્કેરાઇ ગઇ અને અપમાન-ભર્યાં શબ્દોથી શરૂઆત કરી; "હા, તમે લુચ્ચા છો. તમારી લુચ્ચાઇ હું સમજી ગઇ છું તમારૂં આ આશ્વાસન નથી, પણ ભોળી સ્ત્રીઓને ફસાવવાના શબ્દો છે હું તમને ઓળખું છું. મારી ચાલમાં તમને બે ત્રણ વખત જોયા છે" હું તો આ સાંભળી દિંગજ થઇ ગયો, તેણે આગળ ચલાવ્યું; હુ ધારૂં છું કે તમેજ મને ફસાવવાનો કાગળ લખ્યો હશે." તેના આ શબ્દોએ મારા હૃદયમાં ભયંકર ગુંચવાડો ઉત્પન્ન કર્યો. મારે શું કહેવું અને કેમ કરવું, તે ન સુઝ્યું. ઓ પ્રભુ! આ શી આફત! મેં ગુચવાડા ભર્યા





હૃદયે ઉચ્ચાર્યું; "બેન, તમે શાન્ત થાઓ. તમે કાગળની બાબતમાં શું કહો છો તે હું સમજી શકતો નથી. મેં તમારા પર કાગળ લખ્યોજ નથી. અને મારે વળી તમારા પર કાગળ લખવાનું પ્રયોજન શું?" તેણે રોશભર્યા ચહેરે કહ્યું; "પ્રયોજન શું! પ્રયોજન શું તે તમારા મનને પૂછો...જુઓ આ કાગળ તમેજ લખ્યો છે કે નહિ?"–કહી ટ્રંકમાં કાગળ શોધવાનો પ્રયત્ન કર્યો, પણ મળ્યો નહિ–'હા તે ઘેરજ રહી ગયો,' તે મનમાંજ બબડી. તમે અહિં નિશ્ચિત રહો હું તમને બીજીજ ટ્રેનમાં રવાના કરી દઇશ." "વારૂ" તેણે રોશભર્યા અવાજે ટુંકામાંજ પતાવ્યું.

હું એક બીજા રૂમમાં જઈ વિચાર કરવા લાગ્યો. 'હે, ભગવાન! મારે માથે વળી શી આફત! કાગળ શું! આ વાત શી! અને આ બધો શો ગોટાળો! પેલો, મારી સરલાપર લખેલો કાગળ તો તેને નહિ મળ્યો હોય! ના, પણ એ કાગળ સાથે એને શું સંબંધ!' વિગેરે અનેક શંકાઓથી મારૂં મગજ ચકભમ થઇ ગયું.

થોડા કલાક પછી આ જોગમાયાને બીજીજ ટ્રેનમાં મુંબઇ તરફ રવાના કરી દીધાં, બે દિવસ મને સુખે નિંદ્રા આવી નહિ કે ખાવાનું ભાવ્યું નહિં. હું તો દિવસના ચોવીસે કલાક બની ગયેલા બનાવને મનમાં વારંવાર ઘુંટયા કરતો, પેલાં બાઇના ઉચ્ચારેલા શબ્દો યાદ કરતો અને ગુંચવાડામાં પડતો કે આ શું બની ગયું! સરલા કેમ ન આવી અને સરલાના બદલામાં આ શું ગોટાળો ઉત્પન્ન



થયો ! તેનું ખરૂં રહસ્ય શોધવાનો પ્રયત્ન કરતો હતો, ત્યાં તો ત્રણ ચાર પોલીસે આવી મારૂં નામ-કામ પૂછી મને હાથ કડી નાખી અને મુંબઇથી તમારા પર તાર વોરંટ છે એમ જણાવ્યું અને બતાવ્યું. તે દરમ્યાન મને આ



બધી ઘટનાની જરાએ સમજ ન પડી. મારા શરીરના બધા અવયવો આશ્ચર્યથી ઉભરાઇ ગયા. હું દિંગમૂઢ પાષણની મૂર્તિ જેવો થઇ રહ્યો. મને મુંબઇ લાવવામાં આવ્યો. પેલી જોગમાયાના પતિએ પોતાની સ્ત્રીને ફસાવવાના ગુન્હા બદલ મને લુચ્ચો ધારી ફર્યાદ નોધાવેલી, મારા પર કાયદે-સર કેસ ચલાવવા, મને વોરંટથી પકડવામાં આવ્યો હતો.

મુંબઇની કોર્ટમાં કેસ ચાલ્યો, મને જડજ સાહેબ આગળ ઉભો કરવામાં આવ્યો અનેક આડા-અવળા સવાલો પુછવામાં આવ્યા. છેવટે જડજ સાહેબે કહ્યું;-"કાગળ તમે નથીજ લખ્યો? તમે સાચું કહો છો? લ્યો આ ગીતા હાથમાં લઇ, ધર્મને વચમાં રાખી સત્ય બોલી જાઓ." મેં તેમ કર્યું અને દ્રઢતાપૂર્વક કહ્યું;-"હું મારા ધર્મને વચ્ચે રાખી સોગંનપૂર્વક કહું છું કે મેં કાગળ લખ્યોજ નથી," જડજ સાહેબ મારા ચહેરા પર નિર્દોષના ભાવો જોઇ શકયા. અને તેથીજ તેમણે મને ઉપરના સવાલો પૂછી ન્યાયનું ત્રાજવું મારી તરફ નમાવવાનું ધાર્યું; પણ મારી વધુ પરીક્ષા લેવાની હજી તેમની ઇચ્છા હતી, એટલે મને એક કાગળ આપવામાં આવ્યો, અને તેનાપર અક્ષર લખ-વાનું કહ્યું. આ અક્ષરો પેલા કાગળ સાથે મેળવવામાં





આવ્યા. તે મળતા આવ્યા. જડજ સાહેબને શંકા પડી, અને કહ્યું: "જુઓ, તમારા અક્ષર આ કાગળની સાથે મળતા આવે છે. આ કાગળ તમેજ લખ્યો છે." એમ કહી, મને તે કાગળ બતાવવામાં આવ્યો. હું એકદમ પોકારી ઉઠયો: "હા સાહેબ! તે કાગળ મેંજ લખ્યો છે." આટલું કહ્યું ત્યાં કોર્ટમાં બેઠેલાં માણસો એક બીજાની સામું જોવા લાગ્યાં કે આ શું બોલે છે? "હા, પણ સબુર! આ કાગળ મેં મારી બૈરી સરલાપર લખેલો પણ ભૂલથી આ બાઇને પ્હોંચી ગયો હશે, તેથીજ આ બધો ભવાડો થયો લાગે છે. સાહેબ!"

પેલાં જોગમાયાના પતિ બબડી ઉઠયા. "મૂર્ખા! શું તારી સ્ત્રીનું નામ સરલા છે!"

"ત્યારે શું તમે કંઇ રજીસ્ટર કરાવ્યું છે?! ભલા માણસ, તમે તો માણસ છો કે ચીભડું? વગર લેવા દેવાએ મારી આબરૂના કાંકરા કરાવ્યા! આ ભવે મળ્યાએ મળ્યા હવે બીજા ભવે મળો તો, તમને તમારી બોતેર પેઢીના......!!"

ચાલો કેસ પતી ગયો. હું આ લફરામાથી છુટયો. હવે આ બધી બાબત કેમ બની, તે મેં પાછળ જાણ્યુ, ત્યારે હું અજાયબીમાં મારી સ્ત્રી આગળ બોલી ઉઠયો: "નાનીશી એકજ ભુલનું શું આ ગંભીર પરીણામ!!"

વાત એ મુજબ કે સરલાને મેં નિચે મુજબ કાગળ લખ્યો:





**વ્હાલી સરલા,**

મારે અહીં વધુ વખત રોકાવાનું થયુ છે. માટે તું સોમવારે રાતની ટ્રેન પકડજે. મંગળવારે સહવારે દેવલાલી આવી પહોંચશે.

લી૦ **તારો તે તારોજ,**



**તા૦ક૦**—હું સ્ટેશને ટ્રેનના ટાઇમે હાજર રહીશ. તું જરૂર એ રાત્રે ટ્રેનમાં બેસજે. ઠે. નથુભાઈ ટેકચંદનો બંગલો નાશક રોડ, મુ. દેવલાલી.

કાગળ લખી કવરમાં બીડતો હતો, એવામાં શેઠનો ઘાટી ચા માટે બોલાવવા આવ્યો. હું જરા ચાનો વ્યસની હતો. તેમાં વળી આજ તો ચાદેવી લેટ થયાં એટલે ચા માટે મન ક્યારનુંએ તલપાપડ થઇ રહ્યું હતું. એ ચા દેવીને સ્વીકારવાની ત્વરીત આશાએ, કવરપર ઝપાટાબંધ એડ્રેસ ઘસી માર્યું. એમ ચા દેવીને સ્વીકારવાની આશામાં 'એકજ ભુલ' એ થઈ કે—રૂમ નં. ૧૧૧ લખવાને બદલે રૂમ નં. ૧૧ લખાઈ ગયા. એટલે કે ત્રણ એકડા લખવાને બદલે બેજ એકડા લખાયા અને ત્રીજો એકડો અધ્યાહાર રહી ગયો. આ એક એકડાની 'એકજ ભૂલે' મારૂં કચુમ્બર કરવામાં બાકી ન રાખ્યું, પણ પરિણામે હું નિર્દોષ હતો અને નિર્દોષ ઠર્યો, એ ખુદાની મહેરબાની. નહિ તો મારે વગરભાડાની કોટડીમાં કોણ જાણે કેટલા મહિના રહેવું પડત! સજ્જનો! તમે મારા જેવી ભૂલ કદીપણ ન કરશો. શીરનામુ, લખ્યા પછી દશ વખત વાંચી જજો. અને રૂમ નંબરે લખ્યો હોય તે વીસ વખત જોઇ જજો. પણ પાછું



યાદ રાખજો કે જેનાપર તમે પત્ર લખો છો તેનો રૂમ નંબર બરોબર છે કે નહિ, તેની ખાત્રી કોઇ જાણીતાને વારંવાર પુછીને કરજો નહિતો પરિણામે ભુલના ભોગ થશો અને વગર લેવેદેવે મારા જેવી દશામાં દેવાઇ જશો.



મુંબઇની જે ચાલમાં હું રહેતો હતો, તે ચાલના ૧૧ નંબરના રૂમમાં કાગળ જઈ પહોચ્યો...તે રૂમમાં ફક્ત સ્ત્રીજ હતી. તેનો પતિ ધંધાના અંગે, થોડા દિવસ માટે બહારગામ ગયો હતો. જતી વખતે કહી ગયેલો: "જો કોઇ શહેર અથવા ગામમાં મારે ચોક્કસ રહેવાનું થશે તો હું તને કાગળ લખીને બોલાવી લઇશ..." મારી સ્ત્રીનું નામ સરલા હતું અને કમભાગ્યે, કુદરતને કરવું કે આ સ્ત્રીનું નામ પણ સરલાજ નીકળ્યું. તેણે જાણ્યું કે આ કાગળ તેના પતિદેવનો છે. નગારાનો 'ન' અને ગધેડાનો 'ગ' સુધી શીખેલી તે બિચારી સ્ત્રી, પતિ–દેવના અક્ષર છે કે કોઇ બીજાના, તે શી રીતે પારખી શકે? તેણે બાજુની પાડોશણ પાસે કાગળ વંચાવ્યો. તેમાં લખેલું કે "સોમવારે રાતની ટ્રેનમાં જરૂર આવ. હું તને સ્ટેશન પર મંગળવારે સવારમાં લેવા આવીશ." વળી કાગળની નિચે–"લી: તારો તે તારોજ" એમ લખેલું એટલે–વધુ ગોટાળો નામ અધ્યાહાર રાખવામાંજ થયો. પણ જો મેં નામ અધ્યાહાર રાખવા જેટલી મૂર્ખાઇ કરી ન હોત, તો આટલી હદ સુધી વાત ન આવત, તે બિચારી ભોળી સ્ત્રીને એમ ખાત્રી થઇ કે ચોક્કસ મારા પતિદેવે મને ત્યાં તેડાવી છે. એટલે લખેલા



દિવસની રાત્રે પતિદેવને મળવાની આકાં-ક્ષાએ ટ્રેનમાં બેસી ગઇ. બીજે દિવસે દેવલાલી પહોંચ્યા બાદ. તેની અને મારી શું સ્થિતિ થઈ તે આપ સારી રીતે જાણોછો એટલે પુનરાવર્તન કરવાની જરૂર નહોતી. તેજ દિવસે મારી ભયંકર ગુંચવણ અને અજાયબીઓની વચ્ચે; થોડા કલાક પછી, મે તે બાનુને મુંબઇ તરફ રવાના કર્યાં.



જે ટ્રેનમાં આ બાનું ગયાં તેજ ટ્રેનમાં બહારગામથી આવતા તેમના પતિદેવ પણ હતા. કલ્યાણ સ્ટેશને આ બાઇ પાણી પીવા ઉતર્યાં અને પેલા ભાઇ ચા પીવા ઉતર્યા. બંનેનો ત્યાં અચાનક ભેટો થયો. એક બીજાને આશ્ચર્યતામાં જોઇ રહ્યાં. એકજ ડબામાં બેઠા. તે સરલા બાનુએ પોતાંની વિતક વાત અસરકારક વાણીમાં કહી નાંખી. તેમના પતિનું કાતરીયું તેણીના અગ્નિ જેવા વર્ણનથી સળગવા લાગ્યું અને એ સળગતા કાતરીએ દસ,બાર ગારો ઉપરા ઉપરી મને દઇ દીધી...મુંબઇ આવી મારા પર વોરંટ કાઢી મને પકડાવ્યો. ત્યાર પછી મારે માથે શું વિતકો વિતી, તે તમો જાણો છો. મારી અંતઃકરણપૂર્વક અરજ છે કે. ખુદા. દુશ્મનને પણ એ મુશીબતમાં ન મૂકે. એ એકડાની 'એકજ ભુલ' તો મને જીંદગી સુધી યાદ રહેશે...માટે હજી પણ વારંવારે કહું છું કે, બિરાદરો! શીરનામું લખતી વખતે અક્કલ હોશિયારીથી ભેજું ઠેકાણે રાખજો, નહિં તો પછી?! જેના જેવા નસીબ!!

:: સંપૂર્ણ ::

કલર ચિત્રની સમજ:

વાર્તા 'ભોજ' પાન, ૯૫ : ચંદન, મારી સાથે નિખાલસ દિલથી હસમુખા ચ્હેરે, ભોજન પીરસવાનો આગ્રહ કરી રહી હતી. આ દૃશ્ય, ચોરી છુપીથી આવેલા ચંદુને અસહ્ય લાગ્યું ને તેનો ચ્હેરો લાલ ચોળ થઈ ગયો—" :